ૐ

## સઘળા સુખનો એકલો ઉપાય

# આત્મજ્ઞાન

"આત્મજ્ઞાન વિના ભ્રાતૃભાવ નથી, ભ્રાતૃભાવ વિના સુસંપ નથી, સુસંપ વિના શાંતિ નથી, શાંતિ વિના સુખ નથી. વાંચો વિચારો અને સુખી થાઓ!

" શાંતિ! શાંતિ! શાંતિ!

લેખક અને પ્રકાશક

મનચેરશાહ મેરવાનજી હાથીખાનાવાલા.

૬૦ ગોપીપુરૂં, પારસીવાડ-સુરત.

૧ "ગુજરાત સ્ટાન્ડર્ડ" પ્રેસમાં ઉત્તમરામ છગનલાલ દેશભક્તવાલાએ છાપ્યું. ૬૦ હરીજ મઝીલમાં.

ૐ

# સઘળા સુખનો એકલો ઉપાય

# આત્મજ્ઞાન

આત્મજ્ઞાન વિના ભ્રાતૃભાવ નથી, ભ્રાતૃભાવ વિના સુલેહ નથી, સુલેહ વિના શાંતિ નથી, શાંતિ વિના સુખ નથી. વાંચો વિચારો અને સુખી થાઓ!

ૐ શાંતિ! શાંતિ! શાંતિ!

લેખક અને પ્રકાશક

**પારસી વૈદ્ય ધનજીશાહ મે. હાથીખાનાવાળા**

ઠે૦ ગોપીપુરા, પારસીવાડ—સુરત.

સુરત "ગુજરાત સ્ટાન્ડર્ડ" પ્રેસમાં ઉત્તમરામ ઉમેદરામ પ્રેસવાળાએ છાપ્યું.

સને ૧૯૨૭ ઇસ્વી.

# વિષયો.

# પ્રસ્તાવના.

એક કુટુંબમાં કુટુંબીઓ વચ્ચે સાચા ભ્રાતૃભાવ વિના સુલેહ નથી, સુલેહ વિના શાંતિ નથી. અને શાંતિ વિના સુખ નથી. તેમ જગતમાં પ્રજાઓ વચ્ચે સાચા ભ્રાતૃભાવ વિના સુખ નથીજ. એકજ ધર્મવાળાઓ વચ્ચે ભ્રાતૃભાવ કંઇક અંશે છે ખરો પણ તે હદવાળો છે તેથી જગતને સામાન્ય કલ્યાણ-કર્તા નથી. દરેક ધર્મમાં ધર્મ ઝનુનીઓનો વર્ગ બહુ મોટો હોય છે તેઓ બીજા ધર્મના સત્ય તરફ સહેજ પણ નજર કર્યા વિના બીજા સઘળા ધર્મોને પોતાના ધર્મ કરતાં ઉતરતા પ્રકારના માની બેસે છે. તેથી બીજા ધર્મવાળાઓ માટે ભ્રાતૃ-ભાવ ધરાવતાં નથી, અને ભ્રાતૃભાવના અભાવે બીજા ધર્મ-વાળાઓને અન્યાય અને નુકસાન કરતા અચકાતા નથી. એવા ધર્મ ઝનુનીઓજ જગતની શાંતિ માટે મોટા ભય સમાન છે.

ધર્મો ન્હાના કે મ્હોટાં, સઘળા મનુષ્યોના અંતઃકરણને અસર કરવામાં મુખ્ય ભાવ ભજવે છે. તેથી જુદા જુદા સઘળા ધર્મોની એકજ સામાન્ય ભલી નેમ છે, એવું સિદ્ધ કરનારા જ્ઞાનનો ફેલાવો થાય તોજ જુદા જુદા ધર્મવાળાઓ વચ્ચેના અભાવ દૂર થાય, અને સામાન્ય ભ્રાતૃભાવ સ્થપાય. એવું જ્ઞાન તે હિંદના મહાત્માઓએ સમસ્ત જગતના કલ્યાણ અર્થે પ્રકટ કરેલું આત્મ જ્ઞાન છે. તે આત્મ જ્ઞાન ખુદા અને કુદરતને લગતું જ્ઞાન છે. તે કાંઇ અમુક ધર્મ નથી, પણ સઘળા ધર્મો તેને આધારે રચાયલા હોવાથી તેનું જ્ઞાન સઘળા ધર્મોના ભેદ

ખોલે છે, અને મતફેર દૂર કરે છે. એ આત્માજ્ઞાન કંઇ તુરતાતુરત સાધુ બની વનમાં જઇ વસવા તાકીદ કરતું નથી. તેનું જ્ઞાન તો સાધુ તેમજ ગૃહસ્થાશ્રમી, રાજા તેમજ પ્રજા, સઘળાને ઉપયોગી છે. તે જ્ઞાન દરેક ધર્મવાળાને તેઓને દરેક વ્યવહારમાં સર્વાંગે બળ પુરૂ પાડનારૂં સહુથી બળવાન શસ્ત્ર સમાન છે. સમસ્ત જગતને તેની જરૂર છે, તે કરતાં આજે નબળા પડેલા હિંદને તો તેની વધારે જરૂર છે. તેવે સમયે ઇંગ્રેજી ભણેલા ભાઇઓ હિંદના આગેવાનો બની રહ્યા છે. તેઓએ એવા જ્ઞાનનો ખાસ લાભ લેવો જોઇએ. પણ હાલમાં ખેદની વાત એ છે જે ઇંગ્રેજી ભણેલા ભાઇઓ આત્માજ્ઞાનનું નામ સાંભળીને ભડકે છે, કેમકે ઇંગ્રેજી ભાષા ભણવાથી ઇંગ્રેજોના આચાર વિચારની છાપ તેઓના અંતઃકરણમાં પડે છે. આત્મ જ્ઞાનનો જે પ્રજાને સ્વપ્ને પણ ખ્યાલ નહિ તે પ્રજાના સાહિત્યમાં રચીપચી રહેલા પોતાને અપ-ટુ-ડેટ સમજનારા હિંદના પુત્રો તેમજ પુત્રીઓને આત્મજ્ઞાનનું ભાન નહિજ થાય એ ખુલ્લું છે. આ કળીયુગના તંગ જમાનામાં પાપી પેટને ખાતર પોતાના પૂર્વજોના આત્મજ્ઞાન તરફ નિગાહ નહિ કરતાં, હિંદની પ્રજા પ્રથમ ઇંગ્રેજી સાહિત્ય તરફજ ખેંચાય છે. અને હિંદના મહાન સાહિત્યથી અજ્ઞાત એવા ઇંગ્રેજો જે મત આપે છે, તેજ મત સત્ય માની હાજી હા પુકારે છે. ભાઇઓ, એવી મનોવૃત્તિ તે તમારી નબળાઇ છે. આત્મજ્ઞાનને ઇંગ્રેજો હસી કાઢે તેની સુઝે તમે હસો નહિ. એ આત્મજ્ઞાન હજારો વર્ષોથી સિદ્ધ થતું રહેલું સત્ય છે. આત્મજ્ઞાન સિદ્ધ કર્યું હોય તેવા

ગુરૂઓના વચન માન્ય કરો, નહિ તો જાતે સિદ્ધ કરવા કોશેષ કરો. પછીજ આત્મજ્ઞાન પર મત આપો. એ આત્મજ્ઞાનના સૂર્યનો હવે યુરોપ અને અમેરિકામાં ઉદય થવા માંડયો છે. તેઓ આત્મજ્ઞાનને સિદ્ધ જ્ઞાન કહેશે, ત્યારે તમે પણ હાજીહા પુકારશો. તો તે બહુ મોડું થઇ પડશે. એવું હોવાથી આત્મ-જ્ઞાનનો સાર અત્રે વિચારવંત મનુષ્યો આગળ રજુ કરીએ છીએ, અને આશા રાખીએ છીએ કે જેઓને સત્તા યા શકિત હોય તેઓ વગર તાસુબીએ આ લેખ વાંચી એ જ્ઞાનનો ફેલાવો કરશે.

અમે એવા આત્મજ્ઞાન ઉપર અગાઉ લેખ લખ્યા છે. જેમાંનો એક લેખ નામે "સુખનો સંદેશો યાને મુમુક્ષુને ભેટ" નામદાર મુંબઈ સરકારે લંડનની મહાન લાયબ્રેરીમાં મૂકવા અમારી પાસેથી મંગાવી અમોને માન આપ્યું છે. તેમજ ખંભાતવાળા યતિશ્રી મુકુંદાશ્રમજી, બીલખાવાળા મહાત્મા નથ્થુ રામ શર્મા, દેહલીવાળા સ્વામી શ્રધ્ધાનંદજી, મુંબઈવાળા સર નારાયણ ચંદાવરકર જડજ સાહેબ વગેરે વિદ્વાન નરોએ અમારા લેખની તારીફ લખીને અમને ઉત્તેજન આપ્યુ છે. તે અત્રે જાહેર કરવાનો હેતુ એટલોજ છે કે તે જાણી પ્રજા અમારો આ લેખ વાંચવા આકર્ષાય અને વાંચી સુખી થાય.

ૐ શાંતિ! શાંતિ! શાંતિ!

ધ. મે. હા.

---

# આત્મજ્ઞાન.

સદ્‌ગૃહસ્થ સદ્વર્તન થકી ઓળખાય છે, સદ્‌વર્તન સદ્વિચાર થકી નીપજે છે, સદ્‌વિચાર સદ્ધર્મ વડે થાય છે, અને સદ્ધર્મ આત્મજ્ઞાન વડેજ સમજાય છે. એવા આત્મજ્ઞાન વિષે અત્રે લખીએ છીએ. હિંદુ મહાત્માઓના શિક્ષણ પ્રમાણે નજરે પડતું જગત અનેક તત્વોનું બનેલું છે. સ્થુળ એટલે આકારવાળા નજરે પડતા તત્વોના જ્ઞાનને વિજ્ઞાન કહે છે. તે વિજ્ઞાન લેબોરેટરીમાં પૂરવાર થતું દેખાડીને શીખવી શકાય છે, પણ સૂક્ષ્મ એટલે દેખી નહિ શકાય એવા અણુદીઠ તત્વો યોગ વિદ્યા વડેજ જોઇ જાણી શકાય છે. બીજી પ્રજાઓ કરતાં હિંદુ પ્રજાના મહાત્માઓ યોગ વિદ્યા ખાસ જાણે છે. તેઓ કહે છે કે શરીરમાં અંતઃકરણનું ખાસ એક તત્વ છે. તેની ચિત્તવૃત્તિ આંખોદ્વારા સ્થુળ એટલે નજરે પડતા પદાર્થો જોયા એવું ભાન કરાવે છે, તેજ ચિત્તવૃત્તિ સૂક્ષ્મ એટલે અણુદીઠ પદાર્થો જોયા એવું જ્ઞાન કરાવી શકે છે. તેવું જ્ઞાન થવા માટે ચિત્તવૃત્તિને યોગ વિદ્યા પ્રમાણે તાલીમ આપવી પડે છે. હિંદમાં હજારો વર્ષથી જુદા જુદા સમયે જુદી જુદી જગ્યાએ મહાત્માઓ જન્મ લેતા રહ્યા છે. અને યોગ વિદ્યા વડે આત્મ જ્ઞાન, સમસ્ત જગતના કલ્યાણ અર્થે પ્રકટ કરતા રહ્યા છે. તે જાહેરાત શ્રુતિઓ કહેવાય છે. શ્રુતિઓનો ભાવાર્થ ઇશ્વરી બશારત (Revelations) થાય છે. એ શ્રુતિઓના વેદો તથા ઉપનીષદો બનેલાં છે. ઉપનિષદો ખાસ કરી આત્મજ્ઞાનનું વિવેચન

કરે છે. ૨૨૦૦ વર્ષ અગાઉ થઇ ગયેલા શ્રી શંકરાચાર્ય એ ઉપનિષદોનું સત્ય પૂરવાર કરનારા સહુથી મહાન હતા.

આ જમાનામાં પણ સ્વામી વિવેકાનંદ તથા સ્વામી રામતીર્થ યુનીવર્સીટીના મોટા ગ્રાજ્યુએટ હતા. તેઓએ પણ જાતે આત્મજ્ઞાન સિદ્ધ (realise) કરીને ઉપનિષદોનું સત્ય પૂરવાર કર્યું છે. એવી રીતે હિંદુ મહાત્માઓએ પ્રકટ કરેલું આત્મ જ્ઞાન તે કંઇ અમુક એક ભેજાં (brain)ની કલ્પના માત્ર નથી, પણ હજારો વર્ષથી એક સરખું પૂરવાર થતુ રહેલું સત્ય છે. એ સૂક્ષ્મ તત્વના જ્ઞાન માટે જેઓ જાતે ખાત્રી કરવા ચાહે તેઓએ યોગી ગુરૂને શરણે જઇ યોગ વિદ્યા પ્રાપ્ત કરવી જોઇએ, નહિં તો કશા સ્વાર્થ વિના પવિત્ર મહાત્માઓએ કહેલા વચન પર શ્રધ્ધા રાખી તેઓએ બતાવેલા સૂક્ષ્મ તત્વના જ્ઞાનને માન્ય રાખવું જોઇએ, અને જે કંઇ મગજમાં ઉતરી નહિ શકે તેને 'હમબગ' કહેવાને બદલે ગુરૂને શરણે જઇ શીખીને મગજમાં ઉતારવું જોઇએ.

## પરમાત્મા—(Creator)

ઉપનિષદોમાં પરમાત્માનું સ્વરૂપ વિસ્તારથી જણાવ્યુ છે. તે સઘળા એકમતે કહે છે કેઃ—પરમાત્મા ચૈતન્ય (Spirit) રૂપ છે. બીજા સઘળા તત્વો અચેતન જડરૂપ છે, છતાં તેઓ જે ચૈતન્ય બતાવે છે, તે ચૈતન્યરૂપ પરમાત્માના આધારેજ બતાવી શકે છે. પરમાત્મા સહુથી સૂક્ષ્મ (subtlest of the subtle) તત્વ છે. બીજા સઘળા તત્વો પરમાત્મા

કરતા સ્થુળ (grosser) રૂપ છે. સઘળા જ્ઞાનનું મૂળ એવો પરમાત્મા સર્વજ્ઞ (Omniscient) જ્ઞાન રૂપ છે. સઘળા જીવોને જે જ્ઞાન થાય છે, તે જ્ઞાનસ્વરૂપ પરમાત્મા થકીજ જ્ઞાન થાય છે. સઘળી શકિતઓ (forces)નું મૂળ, એવો પરમાત્મા સર્વ શકિતમાન (Omnipotent) છે. પોતાનીજ શકિત વડે સઘળું ઉત્પન્ન કરે છે, તેમજ લય કરે છે. બીજા સઘળા તત્વો જે જે શકિત બતાવે છે, તે સર્વ શકિતમાન પરમાત્મા થકીજ બતાવી શકે છે. પરમાત્મા સર્વવ્યાપક (Omnipresent) છે. સર્વવ્યાપક અને સહુથી સૂક્ષ્મ હોવાથી પરમાત્મા સઘળા સૂક્ષ્મ અને સ્થુળ ભૂવનો કે પદાર્થોની ભિતર તેમજ બહાર વ્યાપી રહ્યા છે. એવી રીતે દૂર રહીને નહિ પણ પોતાની સઘળી સ્થુળ તેમજ સૂક્ષ્મ પેદાયશના ભિત્તરમાં વ્યાપી રહીને પરમાત્મા સઘળે પોતાની સત્તા ચલાવે છે, સઘળાને નિભાવે છે, અને નિયમમાં રાખે છે. પરમાત્મા આનંદ રૂપ છે. સઘળા આનંદનું એ મૂળ છે. એના આનંદ થકીજ સઘળું આનંદમય જણાય છે. પરમાત્મા સ્વયંપ્રકાશ છે. એટલે પોતે પોતાની ખુબી વડેજ પ્રકાશે છે. એને પ્રકાશવા વાળી અન્ય કોઇ વસ્તુ નથી, પણ સઘળું એના થકીજ પ્રકાશે છે. દિવસની રોશની અને રાત્રીનો અંધકાર બન્ને એના થકીજ પ્રકાશે છે, એટલે અનુભવી શકાય છે. પરમાત્મા સ્વયંભુ છે. એટલે પોતાનીજ ખુબી વડે પોતાની હૈયાતિ ભોગવે છે. એને બીજા કોઇનો આધાર નથી, પણ સઘળી હૈયાતઓનો એ આધાર છે. પરમાત્માની હૈયાતિ અનાદિ એટલે શરૂઆત

વિનાની તથા અનંત એટલે અંત વિનાની છે, તેથી પરમાત્મા નિત્ય (Eternal) કહેવાય છે, હંમેશ હતી, છે અને રહેશે. એવી એક સરખી હૈયાતિ હોવાથી પરમાત્મા સત્ય કહેવાય છે. બીજા સઘળા તત્વોની એવી હૈયાતિ નહિ હોવાથી સઘળા તત્વો અસત્ય એટલે મિથ્યા કહેવાય છે.

પરમાત્માને આકાર કે વિકાર (change) જન્મ કે મરણ હોતાં નથી, કેમકે પરમાત્મા અનંત (Infinite) છે. જેને જન્મ કે મરણ હોય આકાર કે વિકાર હોય, તે અનંત હોઈ શકેજ નહિ, જે અનંત હોય, તે એકજ હોય, બે હોઈ શકે નહિ. તેથી પરમાત્મા એકજ છે. (God is one without a second) પરમાત્મા અખંડ (Indivisible) છે. કેમકે તે સહુથી સુક્ષ્મ તત્વ છે. અને બીજા સઘળા તત્વો તેનાં કરતાં સ્થુળ એટલે (grosser) છે. તેથી પરમાત્માના અખંડ તત્વને ઘેરી શકાતું નથી. તેમ તેના અંશ એટલે ભાગ પાડી શકાતા નથી.

પરમાત્મા સઘળા તત્વોથી પર ( above ) છે. કેમકે સર્વવ્યાપક અને સહુથી સૂક્ષ્મ હોવાથી તે સઘળે ભૂવને સઘળાને અસર કરી શકે છે, પણ કોઇ તેને અસર કરી શકતું નથી. એવો નિરંજન, નિર્લેપ અને અસંગ છે. પરમાત્મા સદા શાંત, સ્થિર છે. કેમકે સર્વવ્યાપક અને સહુથી સૂક્ષ્મ હોવાથી સઘળા પદાર્થો અને ભૂવનોમાં સર્વત્ર વ્યાપી રહ્યા છે. તેથી તેને જવા આવવા માટે કોઇ જગ્યા ખાલી નથી. સહુથી

સૂક્ષ્મ સર્વવ્યાપક એવા પરમાત્માનો કોઇ ત્યાગ કરી શકતુ નથી, એટલે પોતાથી દુર કરી. શકતું નથી. તેમજ પરમાત્મામાંથી કોઇ કશું લઇ શકતું નથી. એવા સ્વરૂપવાળો પરમાત્મા સર્વ વાતે પૂર્ણ છે. હિંદુઓનો એવો ખુદા દયાળુ છે, કૃપાળુ છે, એવું જણાવવાની કશી જરૂર રહેતી નથી, કેમકે પરમાત્માનું સ્વરૂપ જોતાં તેની દયા અને કૃપા વિના કોઇ એક પળવાર પણ ટકી શકે તેમ નથી. ૐ તત્સત્‌પરમાત્મને નમઃ

## સૃષ્ટિ (Creation)

પરમાત્મા સિવાય બીજા કોઇ તત્વની હૈયાતિ નિત્ય (eternal) હોતી નથી. સહુથી સૂક્ષ્મ ચૈતન્યરૂપ અનંત, એવા માત્ર એક પરમાત્માજ શાંત–સ્થિર સદા પ્રકાશમાન છે. જગતલીલા કરવા માટે પરમાત્મા પોતાનું સહુથી સૂક્ષ્મ મૂળ ચૈતન્ય સ્વરૂપ બદલ્યા વિના પોતામાં પ્રથમ અવ્યકત તત્વ પ્રકટ કરે છે, તે બીજા સઘળા તત્વોના બીજરૂપ–કારણરૂપ હોય છે. જેમ બીજમાં ઝાડ અપ્રકટ રહે છે, તેમ એ અવ્યકત તત્વમાં બીજા સઘળા તત્વો લય થએલા અપ્રકટ રહે છે, તેથી એ તત્વને અવ્યકત તત્વ કહે છે. વળી સઘળા તત્વોનું એને કારણ શરીર કહે છે. કેમકે સઘળી પેદાયશ (manifestations)નું મૂળ એ છે એનાથીજ સઘળુ પ્રકટ થાય છે, અને એમાજ સઘળું પાછું લય થાય છે. અવ્યકત તત્વને કારણ સૃષ્ટિ કહે છે.

આ કારણ સૃષ્ટિમાંથી આકાશ, વાયુ અગ્નિ, પાણી અને પૃથ્વી એવા અપંચીકૃત પાંચ મહાભૂતો સૂક્ષ્મરૂપે પર

માત્મા પ્રકટ કરે છે. એ પાંચ સુક્ષ્મ તત્વો સમષ્ટિ (universal) રૂપ છે. ભિત્તરમાં વ્યાપી રહેલા પરમાત્માની સત્તા થકી એ પંચ મહાભુતો પાંચ મહાન શકિતઓ રૂપ છે. તેઓ દેવતાઓ તરીકે પુજાય છે. અવ્યકત તત્વમાંથી પ્રકટ થએલા એ પાંચ અપંચી કૃત સુક્ષ્મ તત્વોની સૂક્ષ્મ સૃષ્ટિ બને છે.

એ સુક્ષ્મ સૃષ્ટિમાંથી સ્થુળ પંચીકૃત સૃષ્ટિ પ્રકટ થાય છે. એ પંચીકૃત સ્થુળ સ્વરૂપમાં દરેક તત્વનો પોતાનો $\frac{1}{2}$ ભાગ તથા બીજા દરેક ચાર તત્વોનો $\frac{1}{8}$ ભાગ હોય છે. દાખલા તરીકે અગ્નિ તત્વ સ્થુળ રૂપે પ્રકટ થાય છે તેમાં સુક્ષ્મ અગ્નિ $\frac{1}{2}$ ભાગ, આકાશ તત્વ $\frac{1}{8}$, વાયુ તત્વ $\frac{1}{8}$ પાણી તત્વ $\frac{1}{8}$ અને પૃથ્વી તત્વ $\frac{1}{8}$ એમ પાંચેનાં મેલ સહિત એક સ્થુળ અગ્નિ પ્રકટ થાય છે. એવાજ મેળથી પાણી તત્વ તેમજ બીજા તત્વો સ્થુળ રૂપે પ્રકટ થાય છે. એ સ્થુળ એટલે નજરે દેખાતા અગ્નિ તથા પાણી તત્વો દ્વારા સૂક્ષ્મ સમષ્ટિ રૂપ અગ્નિ દેવતા અને પાણી દેવતાની પુજા થાય છે. સ્થુળ એટલે આકારવાળાને જોઇને મૂળ સુક્ષ્મ સ્વરૂપ એટલે નિરાકારની પુજા કરવાની છે. જેઓ માત્ર સ્થુળનીજ પુજા કરીએ છીએ, એમ અજ્ઞાને સમજે છે, તેઓ ફોકટ થાકે છે. તેમજ તેઓ સ્થુળનીજ પુજા થતી અજ્ઞાને માને છે, ને લડે છે, તેઓ નાહકજ લડે છે. પરમાત્માની એવી મહાન શકિતઓ તરફ પૂજ્ય ભાવ બતાવવામાં કશું પાપ થતું નથી. એવી રીતની સમષ્ટિ (universal) રૂપ કારણ, સૂક્ષ્મ અને સ્થુળ સૃષ્ટિ હોય છે.

## જીવ (Creatures)

સ્થુળ સૂક્ષ્મ અને કારણ એવી સમષ્ટિ (universal) રૂપ સૃષ્ટિમાંથી વ્યષ્ટિ (individual) રૂપ જીવો પરમાત્માએ પ્રકટ કર્યાં છે. એ જીવોને શરીર, પ્રાણ, પાંચ કર્મેન્દ્રિયો, અંતઃકરણ, પાંચ જ્ઞાનેન્દ્રિયો અને આત્મા હોય છે. નજરે પડતું એટલે સ્થુળ એક શરીર સ્થુળ, સૂક્ષ્મ અને કારણ એવા એકેકથી સૂક્ષ્મ (finer) ત્રણ શરીરોનું બનેલું એક રૂપ હોય છે. દાખલા તરીકે પાણી વડે માટીનો એક ગોળો બનાવો તો જણાશે કે તે એક રૂપ ગોળામાં સ્થુળ તત્વ માટી અને માટીથી સૂક્ષ્મ (finer) તત્વ પાણી અને પાણીથી સૂક્ષ્મ (finer) તત્વ હવા મળીને ત્રણ તત્વો એકેકમાં વ્યાપીને એક રૂપ રહ્યાં છે. એવી રીતે એકેકથી સૂક્ષ્મ ભૂવનો (planes) અને શરીરો એકેકમાં વ્યાપીને એકરૂપ રહ્યાં છે. નજરે પડતા શરીરને સ્થુળ શરીર કહે છે. તેનાથી સૂક્ષ્મ ( finer ) બીજું શરીર છે તે સ્થુળ શરીરમાં વ્યાપીને રહ્યું છે. અને સૂક્ષ્મ શરીરથી પણ સૂક્ષ્મ (finer) ત્રીજું શરીર છે, તે કારણ શરીર કહેવાય છે. એવી રીતે જીવોનું એક શરીર સ્થુળ, સૂક્ષ્મ અને કારણ એવા ત્રણ શરીરોનું બનેલું એક રૂપ નજરે પડે છે તેમજ જે જે વસ્તુ નજરે પડે છે, તે સઘળી સ્થુળ, સૂક્ષ્મ અને કારણ એવાં ત્રેવડાં સ્વરૂપવાળી હોય છે. જીવના સ્થુળ શરીરને અન્નમય કોષ પણ કહે છે. જીવોના એવા શરીરમાં એક સૂક્ષ્મ તત્વ પ્રાણ હોય છે. એ પ્રાણ સ્થુળ શરીરમાં પાંચ સ્થાન કરીને વ્યાપી રહ્યો છે. એ પ્રાણ થકીજ

શરીરમાં ગતિ અને ક્રિયા શકિત છે. વાણી, હાથ, પગ, ગુદા અને જનેન્દ્રિય મળી પાંચ કર્મ ઇન્દ્રિયો એ પ્રાણુ થકી ક્રિયા શકિત ધરાવે છે. ભૂખ તરસ અને પાચન શકિત પણ એ પ્રાણુ થકીજ હોય છે. એ પ્રાણુ ખાનપાનના પદાર્થોમાંથી વધારે પડતો સ્થુળ ભાગ મળમુત્ર રૂપે શરીરની બહાર કાઢી નાખે છે. અને હાડ, માંસ, લોહીને ખપ લાગે તેવો ભાગ સ્થુળ શરીરમાં મેળવી દે છે. એટલે ખાનપાનના પદાર્થોનો સૂક્ષ્મરૂપ ભાગ સૂક્ષ્મ શરીરને પહોંચે છે, અને કારણુરૂપ ભાગ કારણુ શરીરને પહોંચે છે. આમ હોવાથીજ ઐાષધો ચૂર્ણ રૂપેજ સર્વોત્તમ અસર કરે છે. ખાનપાનના પદાર્થો જેવા ગુણ સ્વભાવવાળા હોય છે, તેવા ગુણુ સ્વભાવ જીવોની રગેરગમાં પ્રસરી રહે છે. સઘળા જીવોમાં મનુષ્ય જીવ શ્રેષ્ઠ હોય છે. તે મનુષ્ય જીવને પવિત્ર ગુણુ સ્વભાવવાળા બનાવવા માટેજ પવિત્ર ખાનપાનનો મહાત્મા ગુરૂ આગ્રહ કરે છે. તે તત્વજ્ઞાનને આધારે જેતાં વાજબીજ આગ્રહ કરે છે. વાઘ, વરૂ, કુતરાં અને બિલાડાં અપવિત્ર માંસાહાર પર જીવે છે, તેઓના ક્રૂર તોફાની સ્વભાવ જાણીતા છે. અને ગાય બકરાં જેવાં વનસ્પતિ આહાર કરનારા પશુઓ શાંત ગુણુ સ્વભાવના નજરે પડે છે. તે ઉપરથી ધડો લઇ સઘળા મનુષ્યો હિંસા છોડી હિંદના મહાત્માઓના શિક્ષણુ પ્રમાણે ખાનપાનની પવિત્રતાઇ જાળવે તો સમસ્ત દુનિઆ શાંત ગુણુ સ્વભાવવાળી બની જાય. શરીરોમાં રહેલો પ્રાણુ પાંચ સ્થાન સહિત પ્રાણુમય કોષ કહેવાય. છે તે સ્થુળ શરીર એટલે અન્નમય કોષથી સૂક્ષ્મ હોઇ અન્નમય

કોષમાં વ્યાપી રહ્યો છે. તેથી અન્નમય કોષ પ્રાણમય કોષને આધીન છે.

જીવોના શરીરમાં સૌથી અગત્યનું તત્વ અંતઃકરણ છે. તે સુક્ષ્મ શરીરમાં સુક્ષ્મરૂપે હૃદય સ્થાને રહ્યું છે. એ અંતઃકરણને મન, ચિત્ત બુધ્ધિ અને અહંકાર એવી ચાર વૃત્તિઓ (activities) છે. એ વૃત્તિઓ ભિતરમાં વ્યાપી રહેલા ચૈતન્ય રૂપ પરમાત્માની સત્તા સહિત ખુબ ચૈતન્ય બતાવે છે. મન થકી જીવને અહંતા અને મમતા રહે છે. તેથી હું અને મ્હારૂં તે સૌથી સારૂં, એવો સઘળા જીવને મોહ રહે છે. પોતાના છોકરાં, પોતાનો દેશ, પોતાનાં ધર્મશાસ્ત્ર અને જીવ જેને પોતાનું માનતો હોય તેને માટેનો મોહ એ મન થકીજ રહે છે. તેથી એ મોહ પક્ષપાત કરાવે છે. એવો મોહ ગુરૂ કહે છે કે સત્યનું જ્ઞાન થવા માટે મોટી નડતર સમાન છે. શુદ્ધ બુધ્ધિવાળાજ એ મોહને જીતી જાય છે, અને અપક્ષપાત રહી શકે છે. જીવના સંસ્કાર (seeds of desires) ને ઇચ્છા કે વિચાર રૂપે એ મન પ્રકટ કર્યા કરે છે. તે જરથોસ્તીઓની મનશની છે. મન પોતાની વાસનાને અનુકુળ ભોગ પદાર્થોમાં મોહ ઉત્પન્ન કર્યા કરે છે. ભોગ પદાર્થો પામવાની અશુધ્ધ વાસના (નાપાક મનશની)એ મન પ્રકટ કરે છે. તેવીજ રીતે પરમાત્માને પામવાની શુદ્ધ વાસના (પાકમનશની) પ્રકટ કરનાર પણ એ મન જ છે.

ચિત્ત થકી જીવને આંખ, જીભ, નાક, કાન અને ત્વચા મળી પાંચ જ્ઞાન ઇન્દ્રિયોના રૂપ, રસ ગંધ, શબ્દ અને સ્પર્શનાં વિષયોનું જ્ઞાન થાય છે. એ અતિ ચંચળ અને સુક્ષ્મ

ચિત્ત વૃત્તિ આંખો દ્વારા બહાર જોવાના પદાર્થો સુધી પહોંચી જાય છે. અને જેમ જુદા જુદા ઘાટના કયારામાં પાણી ભરાઈ જઇને, પાણી પોતે કયારા જેવા ઘાટ આકાર પકડે છે. તેમ સૂક્ષ્મ ચિત્ત વૃત્તિ પોતે તે સ્થુળ પદાર્થોમાં પહોંચી તેના જેવા રૂપ રંગ પકડે છે. ચિત્ત વૃત્તિ જેવા રૂપ રંગ પકડે છે. તેવીજ છાપ દેહ અંતઃકરણમાં ઝટ પહોંચે છે, અને તેવા રૂપ રંગ વાળો પદાર્થ જોયો એવું જીવને જ્ઞાન થાય છે. કોઈ વેળા અમુક પદાર્થ જોવામાં આંખો આગળ ચિત્ત એટલું બધું એકાગ્ર થઇ ગયું હોય છે, કે કોઇ બોલાવે તેના શબ્દો કાન વડે સાંભળાતા પણ નથી. એનું કારણ એજ છે કે ચિત્ત આંખની ઇન્દ્રિયમાં સઘળું રોકાઇ ગએલું હોય છે. તેથી કાનની ઇંદ્રિય આગળ ગેરહાજર રહે છે. તે પૂરવાર કરે છે, કે ચિત્ત વિના જ્ઞાનેંદ્રિયોના વિષયોનું જીવને જ્ઞાન થઇ શકતું નથી.

એ ચિત્ત આંખદ્વારા બહાર દોડતું રહે છે, ત્યાં સુધી જીવ જાગ્રત અવસ્થામાં રહે છે. પણ જ્યારે ચિત્ત કંઠમાં રહેલી હિતા નામની નાડીમાં જઇ બેસે છે. ત્યારે સ્થુળ શરીર ઉંઘમાં પડે છે. અને જીવ સ્વપ્નાવસ્થાને પામે છે. ચિત્ત અગાઉ દ્રઢતાથી પકડેલા રૂપ રંગ પાછા રજુ કરે છે, તેને તે પદાર્થોનું સ્મરણ થયું કહેવાય છે. સૂક્ષ્મ ભૂવને રહેલા રૂપ રંગને ઉંઘમાં જોયા એવું ભાન એ ચિત્તજ કરાવે છે. ભવિષ્યમાં બનનારા બનાવો પ્રથમ સૂક્ષ્મ ભૂવને તૈયાર થાય છે. પછી આ જગતમાં પ્રકટ થાય છે. તેવે સમયે ચિત્ત સૂક્ષ્મ ભૂવને જો તે દેખાવ તરફ દોડે છે. તો તે દેખાવ જોયો એવું

સ્વપ્ન તરીકે યાદ કરે છે. અને જોયેલો દેખાવ સમય પારિપક્વ થવા પછી આ જગતમાં પ્રકટ થાય છે, ત્યારે તે સ્વપ્ન ખરૂં પડયું કહેવાય છે. પણ એવા સાચા સ્વપ્ન સાધારણ નથી.

એવીજ રીતે ચિત્ત આ જગતમાં પ્રકટ નહિ થનારા એવા વિચિત્ર મૃગજળ જેવા સૂક્ષ્મ ભુવનના દેખાવો જોયા એવું જીવને ઉંઘમાં ભાન કરાવે છે. વળી ભિત્તરમાં મન થકી પ્રકટ થતો શુદ્ધ કે અશુદ્ધ મોહ તથા ચિત્ત થકી પ્રગટ થતા હાજર કે ગેરહાજર દેખાવો ઉંઘમાં ખરેખર જોયા અને અનુભવ્યા એવું જીવને ભાન થાય છે. એ સૂક્ષ્મ શરીરનો વ્યવહાર અસત્ય-મિથ્યા છે. અને તેવાં સ્વપ્ન ખોટાં છે. સ્વપ્નાવસ્થામાં શરીર છોડીને સાધારણ જીવ દુર આવતો જતો નથી. જીવ સ્થુળ શરીર છોડી જાય તો સ્થુળ શરીર જીવી શકે નહિ.

જ્યારે ચિત્ત હિતા નાડીમાંથી નીકળી ઠેઠ પોતાના મુળ કારણ શરીરમાં ઉતરી સ્થિર થઈ બેસે છે. ત્યારે સ્વપ્નાવસ્થા જતી રહીને સુષુપ્તિ એટલે ભર ઉંઘની હાલતમાં જીવ રહે છે. કારણ શરીરમાં સઘળી વૃત્તિઓ લય થયલી રહે છે, તેથી ત્યાં કશી ચળવળ (activities) હોતી નથી. અને એવી હાલતમાં કશું જોયું જાણ્યું નહિ પણ સુખે સુતો એવા આનંદના ભાનમાં જીવ જાગ્રત થાય છે. અંતઃકરણની એવી ચિત્ત વૃત્તિ અંતઃકરણની બહાર અશુદ્ધ વાસનાના ભોગ પદાર્થોમાં વળગી રહેવાથી જીવ અશાંત રહે છે. તેવીજ રીતે

શુદ્ધ વાસનાના વિષય રૂપ પરમાત્મા તરફ અંતઃકરણના ભિત્ત-રમાં ચિત્ત લય થએલું રહેવાથી પરમ શાંતિમાં રહે છે. એવું હોવાથી જ્યાં ચિત્ત વસે છે, ત્યાંજ જીવ વસે છે. એમ સમજીએ તો ખોટું નથી. એ મન અને ચિત્તનો બનેલો મનોમય કોષ પ્રાણનાં બનેલા પ્રાણમય કોષથી સૂક્ષ્મ હોઈ પ્રાણમય કોષમાં વ્યાપી રહ્યો છે. તેથી પ્રાણમય કોષ મનોમય કોષને આધીન છે. બુદ્ધિ પણ અંતઃકરણની એક વૃત્તિ છે. વાસનાને ઇચ્છારૂપે મન પ્રકટ કરે છે. જે વિષયની વાસના જેટલી દ્રઢ હોય છે, તેટલો તે વિષય માટે બુદ્ધિનો આગ્રહ દ્રઢ હોય છે. તે આગ્રહ બુદ્ધિ પોતાના નિશ્ચયદ્વારા બતાવી આપે છે. તેથી બુદ્ધિ અંતકરણની નિશ્ચયાત્મક વૃત્તિ કહેવાય છે. વાસના ઇચ્છા રૂપે પ્રકટ થાય તે ઇચ્છાને અનુસરવું કે નહિ તેનો નિશ્ચય બુદ્ધિ પોતાના સંસ્કાર પ્રમાણે કરે છે. જીંદગીમાં થયેલા અનુભવ થકી બુદ્ધિમાં જ્ઞાન રૂપ સંસ્કાર બંધાય છે. બુદ્ધિઓના સંસ્કાર જુદા જુદા હોવાથી દરેક બુદ્ધિની પસંદગી અને ના પસંદગી (likes and dislikes) પણ જુદી જુદી હોય છે. પોતાના સંસ્કારને અનુકુળ વ્યવહાર થકી સુખની અને પ્રતિકુળ વ્યવહાર થકી દુખની લાગણી એ બુદ્ધિનેજ થાય છે. જ્યોતિષ શાસ્ત્ર એ સંસ્કાર દેખાડી આપે છે, તેથી વર વહુનુ જોડાણ અનુકુળ સંસ્કાર જોઇનેજ હિંદુઓ સાધે છે. તત્વજ્ઞાન જાતાં તેમજ કરવું જોઇએ છે. જ્યોતિષ જોનારા અને દેખાડનારા બંન્નેની કચાસ માટે એ મહાન શાસ્ત્રને વગોવનારા પોતાનું અજ્ઞાનજ દેખાડે છે.

બુધ્ધિ થકી જ્ઞાન શકિત છે. તેથી એને વિજ્ઞાનમય કોષ કહે છે. જેમ આરસી સૂર્ય થકી ચકચકીત પ્રકાશ આપે છે, તેમ એ બુધ્ધિ એટલે વિજ્ઞાનમય કોષ ભિત્તરમાં વ્યાપી રહેલાં પરમાત્માના આભાસ થકી અત્યંત પ્રકાશવાળો અંતઃકરણમાં સ્થાન કરીને વ્યાપી રહ્યો છે. પરમાત્માના ચૈતન્ય અને એવા પ્રકાશ સહિતની બુધ્ધિ એટલે વિજ્ઞાનમય કોષ દેહનો જીવ કહેવાય છે. સૂક્ષ્મ અને કારણ શરીર સહિત એ જીવ મુકિત મળે ત્યાં સુધી મરણ પામતો નથી પણ જન્મોના ફેરામાં પડે છે. દેહમાં જોખમદાર વ્યકતિ (responsible ego) એ જીવ છે. એ વિજ્ઞાનમય કોષ મનોમય કોષ કરતાં સૂક્ષ્મ હોઈ મનોમય કોષમા વ્યાપી રહ્યો છે. તેથી મનોમય કોષ વિજ્ઞાનમય કોષને આધીન છે. એ જીવના નિશ્ચય પ્રમાણે કર્મો થાય છે, તેથી તેના ફળ પણ એ જીવનેજ ભોગવવાં પડે છે. અંતઃકરણની અહંકાર વૃત્તિ (egoism) વડે કર્તા ભોકતા હું છું, એવા ભાન સહિત જીવ કર્મ કરે છે, અને એવા હુંપણાના ભાનમા બીજાના લાભથી પોતાના લાભ જુદા છે, એમ આત્મજ્ઞાન નહિ થાય, ત્યાં સુધી સમજે છે, અને જગતના ઝઘડાગાં પડે છે. એવી રીતે જીંદગીમાં જેવા અનુભવ તેવુ જીવનુ જ્ઞાન હોય છે, અને તે જ્ઞાન થકી એ અંતઃકરણમાં તે જીવના સંસ્કાર ( character ) બંધાય છે. તે સંસ્કાર પ્રમાણે દરેક નવી જીંદગીમાં નવા રૂપે દેખાવ દે છે. અંતઃ-કરણની મન, ચિત્ત, બુધ્ધિ અને અહંકાર એવી ચાર વૃત્તિઓનો વ્યવહાર ધ્યાન પૂર્વક વાંચી લક્ષમાં રાખશે, તેના ઘણા

સંશય ટળી જશે. એ બુધ્ધિ યાને જીવના કાર્ય તે જરથોસ્તીઓની કુનશની છે. મન વાસનાને ઈચ્છારૂપે પ્રકટ કરે છે, તે જરથોસ્તીઓની મનશની છે. અને પ્રાણ વાણીરૂપે તે ઈચ્છા કે વિચારને પ્રકટ કરે છે, તે વાણી જરથોસ્તીઓની ગવશની છે. એ વિજ્ઞાનમય કોષમાં આનંદમય કોષ વ્યાપી રહ્યો છે, તે જીવનું કારણ શરીર કહેવાય છે.

એવી રીતે જીવને ત્રણ શરીરો હોય છે. અને તે ત્રણ શરીરોમાં પાંચ કોષો ( encasement ) એક એકથી સૂક્ષ્મ એક એકમાં સમાઇને રહ્યા છે. કારણ શરીર તે આનંદમય કોષ છે. સૂક્ષ્મ શરીરમાં વિજ્ઞાનમય, મનોમય અને પ્રાણમય એવા ત્રણ કોષો છે. અને સ્થુળ શરીર તે અન્નમય કોષ છે. સૂક્ષ્મ અને કારણ શરીર મુકિત મળે, ત્યાં સુધી મરણ પામતા નથી. પણ દરેક જન્મે થતા અનુભવ પ્રમાણે તેની વાસનામાં ફેરફાર થતા રહે છે. તેથી તે શરીરોમાં પણ ફેરફાર થતા રહે છે. એ સૂક્ષ્મ શરીર વાસનામયજ હોય છે. તેથી તેને વાસના શરીર પણ કહે છે. દરેક જન્મે થતા અનુભવો અનુસરતી વાસના કારણ શરીર એટલે આનંદમય કોષમાં અપ્રકટ જામી રહે છે. તે અપ્રકટ વાસનાને જીવના સંસ્કાર કહે છે. આનંદમય કોષમાં જામેલા સંસ્કાર સૂક્ષ્મ શરીરમાં સ્ફુરે તેને અનુસરીને વિજ્ઞાનમય એટલે જીવ અમુક કાર્ય કરવાનો યા નહિ કરવાનો નિશ્ચય મનોમયમાં ઉતારે છે, મનોમય તે પ્રાણમયમાં ઉતારે છે, અને પ્રાણમય તે પ્રમાણે અન્નમય એટલે સ્થુળ શરીરને વર્તવાની શકિત ( energy ) પુરી પાડે છે. પ્રાણીઓ એવા

રીતે જગત વ્યવહાર ચલાવે છે. અને પોતાના સંસ્કાર એટલે અપ્રકટ વાસનાને અનુસરતા શરીર અને બુદ્ધિ ધરાવે છે. રંગરૂપ કે ન્યાત જાત થકી મનુષ્ય ઉચ્ચ કે નીચ હોતો નથી, પણ પોતાના ઉચ્ચ કે નીચ સંસ્કાર પ્રમાણેજ મનુંષ્ય ખરેખરો ઉંચ્ચ કે નીચ હોય છે.

## આત્મા (Atman).

આજકાલ આત્મા અને આત્મિક શકિત શબ્દો બહુ વપરાય છે, પણ આત્માનુ સત્ય સ્વરૂપ બહુજ થોડા જાણે છે. સઘળા ઉપનિષદો એકે મતે જાહેર કરે છે, કે પરમાત્માજ સઘળા જીવોનો આત્મા છે. સર્વ વ્યાપક હોવાથી દરેક શરીરમા પરમાત્મા હાજર નાજર હોય છે. અને સહુથી સૂક્ષ્મ તેમજ અખંડ હોવાથી કોઇ પણ તત્વથી તે શરીરમાં ઘેરાઈ રહેતો નથી. તેમજ તેના અંશ એટલે ભાગ પણ પાડી શકાતા નથી. આત્મા કંઈ પરમાત્માનો અંશ એટલે એક છુટો ભાગ નથી. તેમ પરમાત્માથી જુદો પણ નથી. જેઓ આત્મા અમર છે, એમ માને છે, તે માન્યતા સત્ય છે, પણ આત્મા પેદા કરેલો સમજે છે, તે સમજ ખોટી છે. કેમકે જેને ઉત્પત્તિ હોય છે, તેને નાશ પણ હોય છે. એ સિદ્ધાંત સર્વ માન્ય છે. અમર (eternal) એવું એકજ તત્વ પરમાત્મા છે. બીજું તત્વ અમર હોય તો બે ખુદા થઇ જાય. આત્માને અમર માનો તો તેને અમર ખુદાઈ તત્વજ માનવું પડશે. અને મહાત્મા ગુરૂ કહે છે, કે પરમાત્માજ જીવોના આત્મા છે. તેજ

સત્ય સ્વીકારવું પડશે. કોઇ ઠેકાણે મનુષ્ય આત્માને એક ચણગારી જેવો પરમાત્માના અંશ તરીકે ઓળખાવ્યો છે તે તત્વજ્ઞાન અનુસાર નહિ સમજવાથી અનર્થ થાય છે અને તેને છુટો અંશ સમજી લેવામાં આવે છે. તે ભૂલ સુધારવા એક દાખલો લઇએ કે સામાન્ય અગ્નિ તત્વ સૂક્ષ્મ રૂપે સર્વત્ર વ્યાપી રહ્યું છે તેને હજારો માઇલના વિસ્તારમાં લાકડાં સીંચી અગ્નિ પ્રગટ કરવામાં આવે, તો બહુ બળવાન અગ્નિ બની રહે છે. તે ચેહમાંથી બહુ બારીક તણખા ચણગારીઓ દુર ઉડી પડે છે તે માત્ર નજીવું બળ દેખાડી શકે છે. એ ચેહના મહા અગ્નિનું મ્હોટાપણું અને નજીવી ચણગારીઓનું ન્હાનાપણું તેઓની ઉપાધિના એટલે લાકડાના ન્હાના મ્હોટાપણાને લીધે છે. બાકી ખરૂં જોતાં તો સર્વત્ર વ્યાપી રહેલું અગ્નિ તત્વ અને મોટા લાકડાં દ્વારા પ્રકટ થએલું અગ્નિ તત્વ તેમજ નાની લાકડાંની કકડીદ્વારા પ્રગટ થએલું અગ્નિતત્વ એકજ અખંડ અગ્નિતત્વ છે. મહાત્મા ગુરૂ કહે છે કે તેવીજ રીતે સર્વત્ર વ્યાપી રહેલા ચૈતન્ય રૂપ પરમાત્મા, બ્રહ્માંડમાં વ્યાપી રહેલા ચૈતન્ય રૂપ નિયંતા ઇશ્વર અને શરીરોમાં વ્યાપી રહેલા ચૈતન્ય રૂપ આત્મા ઉપાધ બાદ કરતાં ત્રણે એકજ અખંડ ચૈતન્ય છે, જુદા નથીજ. કેમકે જે જુદા હોય તે એકરૂપ થવા સંભવેજ નહિ, તે તો સદા જુદાજ રહેવાના. એવી રીતે હિંદના મહાત્મા કહે છે કે દેહના આત્મા અને પરમાત્મા એકજ છે. ખ્રીસ્તીઓના મહાત્મા ક્રાઇસ્ટ કહે છે, કે I and my Father in heaven

are one એટલે હુ અને ઇશ્વર એકજ છીએ. અરબસ્તાનના મહાત્મા કહે છે, કે પોતાના ખુદાને જાણતો હોય તો પોતાના આત્માને જાણો, સત્ય સઘળે એક સરખુંજ મળી આવે છે. એવી રીતે એકજ અખંડ ચૈતન્યને પરમાત્મા, નિયંતા ઇશ્વર અને આત્મા, એવા ત્રણ નામે તત્વજ્ઞાન ધ્યાનમાં ઉતારવા માટે ઓળખાવવામાં આવે છે. ઇશ્વર તરીકેની સ્થિતિમાં તેને કર્તત્વ છે કેમકે સઘળાને તે નિભાવે છે તથા નિયમમાં રાખે છે તેથીજ તેને નિયંતા કહે છે આત્મા તરીકેની સ્થિતિમાં તેજ ચૈતન્યને કર્તત્વ કે ભોગતૃત્વ નથી એટલે જીવોના કાર્યો આત્મા કરાવતો નથી. પણ લોઢાનું પુતળું અગ્નિના સમાગમ થકી અગ્નિમય બની રહે છે તેમ જીવ ચૈતન્ય રૂપ આત્માના સમાગમ થકી ચૈતન્યમય બની જાય છે, અને પોતાના નિશ્ચય પ્રમાણે કાર્ય કરી શકે છે. આત્માને જીવોના સુખ દુઃખ ભોગવવાના નથી. કેમકે જે તત્વોના જીવો બન્યા છે તે તત્વોથી સૂક્ષ્મ હોવાથી આત્મા જીવોથી પર (above), અને ભિત્તરમાં રહેવા છતાં, અસંગ (unaffected) રહે છે. સ્ટીમ પાવર થકી ડ્રાઇવર ગમે તેમ એનજીન ચલાવી શકે છે અને તેનો જશ કે અપજશ સ્ટીમ પાવરને નહિ પણ ડ્રાઇવરને ભોગવવો પડે છે તેમ બુદ્ધિ રૂપી જીવ, આત્મા થકી કાર્ય કરી શકે છે અને તે કાર્યનું ફળ જીવજ ભોગવે છે. આત્માને કશી લેવા દેવા નથી. સર્વત્ર વ્યાપી રહેલા આકાશ નીચે એક પ્યાલો જ્યાં જ્યાં લઇ જશો, ત્યાં ત્યાં તેને આકાશ મળતુંજ રહે છે તેમ સર્વત્ર વ્યાપી રહેલો પરમાત્મા જ્યાં જ્યાં જીવ

જાય ત્યાં ત્યાં આત્મારૂપે મળતોજ રહે છે અને આત્માના આભાસ થકી જીવને એટલે વિજ્ઞાનમય કોષને નૂરદાર પ્રકાશ અખંડ મળ્યા કરે છે. અને મુકિત મળે ત્યાં સુધી અખંડ જીવન શકિત કાયમ રહે છે. જેમ સમુદ્રમાં માંછલાં જીવન શકિત મેળવીને હરે છે ફરે છે અને જીવે છે તેમ પરમાત્મામાં જીવો હરે છે, ફરે છે અને જીવે છે. એવી રીતે સર્વત્ર વ્યાપી રહેલો પરમાત્માજ સઘળા જીવોનો આત્મા છે. સહુથી સૂક્ષ્મ ચૈતન્ય જે અનંત, અખંડ અને સર્વવ્યાપક છે, તેપર બ્રહ્મ પરમાત્મા કહેવાય છે. અને પોતાની પેદાવશની ભિત્તરમાં વ્યાપી રહેલું તેજ તત્વ આત્મા કહેવાય છે. આત્મા સદા શુધ્ધજ છે. પરમાત્માને જેમ મરણ કે જન્મ હોતા નથી તેમ આત્માને પણ જન્મ મરણ હોતા નથી. આત્મા પેદા કરેલું (created) તત્વ નથી, પણ જીવ પેદા કરેલો છે. તેને શુધ્ધિ અને જ્ઞાનની જરૂર છે. પ્રારબ્ધ કર્મ એટલે આ જન્મમાં ભોગવવાના નિર્માણ થયેલા કર્મો ભોગવાઇ રહેતાંજ ત્રીજું સ્થુળ શરીર મરણ પામે છે અને સૂક્ષ્મ શરીર સહિત પ્રકાશવાળો જીવ એટલે વિજ્ઞાનમય કોષ સ્થુળ શરીરને છોડી દે છે તેને આત્મા સાથે ભેળી નાખવો નહિ. સ્થુળ શરીરનું હાર્ટફેલર તે કાંઇ મરણનું સીધું કારણ નથી પણ સૂક્ષ્મ શરીરનું છુટું પડવું તે હાર્ટફેલરનું કારણ છે અને તે હાર્ટફેલર મરણનું કારણ થઇ પડે છે. પ્રાણમય કોષ યાને સૂક્ષ્મ શરીરનું છુટું પડવું કર્મને આધીન છે.

અનેક જન્મોના અનુભવ પછી વિજ્ઞાનમય કોષને આવરણ કરી રહેલી દુષ્ટ વાસના દુર થાય છે અને વિજ્ઞાનમય કોષ શુધ્ધ નિર્મળ થાય છે ત્યારે જેમ આરસીના કાચનો મેલ દુર થવાથી કાચ વધારે પ્રકાશીત જણાય છે તેમ વિજ્ઞાનમય કોષમાં આત્માનો આભાસ વધારે નરદાર પ્રકાશે છે. અમે ધારીએ છીએ, કે જરથોસ્તીઓ જે નરદાર અષોફ્રોહરોની આરાધના કરે છે, તે એવા ચઢિઆતા પ્રકાશવાળા વિજ્ઞાનમય કોષો એટલે જન્મોના ફેરામાં પડેલાં પવિત્ર જીવોજ હોવા જોઇએ. એવા પવિત્ર જીવોના આશિષ મેળવવા વર્ષમાં દશ દહાડા માન અને પ્રેમ સહિત હદમાં રહીને તેઓને આરાધવા, તે શુભ કાર્ય છે, પણ હદ બહારની માન્યતા વહેમ માત્રજ છે.

આત્મા સઘળા બળ (forces), જ્ઞાન, અને આનંદનું મૂળ છે. જ્યારે જીવ ચિત્તને બહારના વિષયોમાંથી ખેંચી લઇ એકાગ્ર થાય છે, ત્યારે ચિત્ત આત્માની વધારે નજદીક પહોંચે છે. તેથી જીવને ચિત્તદ્વારા આત્માના બળ, જ્ઞાન અને આનંદ વધ પ્રમાણમાં પહોંચે છે. મહાન શોધકો અને કારીગરો એવા એકાગ્રચિત્ત વડેજ ફતેહ પામી શકયા છે. જીવ સઘળા આનંદો આત્માથીજ પામે છે. બહારના આનંદ આપતા જણાતા ભોગ પદાર્થોમાં ચિત્ત વળગી રહેલું હોય ત્યાં સુધી આનંદની પ્રાપ્તિ જણાતી નથી, પણ જયારે જીવને તેવા પદાર્થો પ્રાપ્ત થાય છે ત્યારે ચિત્ત જે બહિરમૂખ એટલે અંતઃકરણની બહારના પદાર્થો તરફ વળેલું હોય છે તે અંતરમૂખ એટલે અંતઃકરણ તરફ

વળેલું બને છે, અને તેજ પળે જીવને આનંદની પ્રાપ્તિ જણાય છે. અંતકરણુજ જ્ઞાન શકિતનું સ્થાન છે. મગજ તો અંતઃકરણુની વૃત્તિઓને ઉપયોગી એક અવયવ માત્રજ છે. અંતઃકરણુને સઘળા આનંદના મૂળ એવા પરમાત્મા આત્મા રૂપે પ્રકાશી રહ્યા છે, તેથી જીવ ચિત્તદ્વારા આત્માના આનંદને પામે છે. એવી રીતે મળતા આનંદને અજ્ઞાન જીવો ભોગ પદાર્થોમાંથી આનંદ મળે છે એમ સમજે છે. પણ આત્મજ્ઞાન પ્રમાણે આનંદ આપનાર એકલું તત્વ તો આત્મતત્વજ છે. એવું હોવાથી યોગીઓ યોગ વિદ્યા વડે ચિત્તને તાલીમ આપીને અંતઃકરણુમાં સ્થિર રાખીને આત્માના અખંડ આનંદને પામે છે. અને અંતઃકરણુની બહારના ગમે તેવા શ્રેષ્ઠ મનાતા ભોગ પદાર્થ થકી મળતા અલ્પ આનંદ તરફ લક્ષ આપતા નથી તેમાં નવાઈ જેવું કશું નથી.

## મહાત્મા અને ઇશ્વરી અવતાર.

જન્મોના ફેરામાં પડેલો જીવ વાસના જીતી જાય ત્યારે અંતઃકરણુ નિર્મળ પવિત્ર થાય છે. વાદળાં ખસી જાય ત્યારે સૂર્ય સંપૂર્ણુ પ્રકાશ આપે છે, તેમ વાસનાનુ આવરણુ દૂર થઇ જાય છે ત્યારે નિર્મળ વિજ્ઞાનમય કોષ આત્મા થકી સંપૂર્ણુ પ્રકાશ પામે છે. એવા વિજ્ઞાનમય કોષવાળો મનુષ્ય ચિત્તને અંતઃકરણુમાં સ્થિર કરી રહે છે, તેથી સંપૂર્ણુ આત્મબળ પામે છે, અને ખુદાઇ ચમત્કાર દેખાડી શકે છે, તેને સાધારણુ મનુષ્યો મહાત્મા કહે

છે. સંપૂર્ણતાને પામેલા મનુષ્યો જગતમાં વખતો વખત વસી ગયા છે, અને જગત કલ્યાણ અર્થે શિક્ષણો આપી ગયા છે.

જ્યારે જીવો આડા ફાટે છે, ત્યારે જગતને સત્યના માર્ગે ચઢાવવા જગતનિયંતા એટલે ઇશ્વર એક અતિ પવિત્ર વિજ્ઞાનમય કોષવાળો સુક્ષ્મ જીવ ઉત્પન્ન કરી તેને અમુક માતપિતાને ત્યાં જન્મ આપે છે. તેવા સ્થુળ દેહધારી જીવના જીવના ભિત્તરમાં ઇશ્વર આત્મા રૂપે રહીને, જગતમાં ચમત્કારી ઇશ્વરી બળ દેખાડી જગતને સત્ય માર્ગે ચઢાવે છે એવી રીતે જગતમાં પ્રકટ થએલા સ્વરૂપને ઇશ્વરી અવતાર કહે છે. પૂનર્જન્મ લઇ જે જીવ જગતમાં અવતરે છે તે કંઇ ખાસ અવતાર કહેવાતા નથી, પણ શ્રી કૃષ્ણ રૂપ જેવા અસાધારણ જન્મનેજ ખાસ અવતાર કહેવામાં આવે છે. શ્રી કૃષ્ણ રૂપે ઇશ્વરી અવતાર થયો, એટલે આખો ઇશ્વર પોતાનું કોઇ સ્થાન છોડીને ગોકુળ કે મથુરામાં આવી વસ્યો એમ સમજી જેઓ હસે છે. તેઓ તત્વજ્ઞાન જાણવાની તસ્દી લીધા વિના પોતાના અજ્ઞાન ઉપરજ હસે છે. હિંદના તત્વજ્ઞાન પ્રમાણે તો પરમાત્મા, ઇશ્વર અને આત્મા એકજ અખંડ ચૈતન્ય છે. તે કોઇ જગ્યાએ આવતો કે જતો નથી. તેને જન્મ નથી તેમ મરણ પણ નથી. એવા શિક્ષણવાળા હિંદુઓના ધર્મશાસ્ત્ર હોવાં છતાં ઇશ્વર જન્મ લઇ, જન્મ અને મરણને વશ થાય છે એવો હિંદુઓનો ધર્મ છે, એમ માની લઈ, જેઓ હસે છે, તેમજ લડે છે તે તદન નાહક છે.

મુસલમાન ભાઇઓ ચુના પત્થરની નિર્જીવ કબરો માટે પૂજ્યભાવ બતાવે છે તે પત્થરની કબરો માટે નહિ પણ કબરમાં જેઓની માટી પડી હોય છે, તેના રૂહ પાક માટેનો પૂજ્યભાવ હોય છે. ખ્રિસ્તી ભાઇઓ ક્રોસ અને મધરમેરીની છબી જેવા નિર્જીવ પદાર્થો માટે પૂજ્યભાવ બતાવે છે, તે પદાર્થો માટે નહિ, પણ ક્રાઇસ્ટ અને તેમના માતાજીના સ્પીરીટ માટેનો પૂજ્યભાવ હોય છે. તેમ હિંદુ ભાઇઓ ઇશ્વરી અવતારો તથા પવિત્ર દેવતાઓના નિર્જીવ સ્વરૂપો માટે પૂજ્યભાવ બતાવે છે, તે તેવા સ્વરૂપોમાં પ્રકટ થઇ ગએલા સૂક્ષ્મ અને નિરાકાર એવા ચૈતન્યરૂપ પરમાત્મા માટેનોજ પૂજ્યભાવ હોય છે. એવી હિંદુ ભાઇઓની સુંદર ભક્તિને માટે તિરસ્કાર કરવો તે કાંઇજ નહિ પણ ચોકખો અન્યાયજ છે.

## જીવન-(Life)

અંતઃકરણમાં સઘળી હૈયાતીઓના આધાર એવા પરમાત્મા વ્યાપી રહેલા હોવાથીજ જીવો હૈયાતિ ભોગવે છે. પરમાત્મા તો સઘળા પદાર્થોમાં ભિત્તર તેમજ બહાર વ્યાપી રહ્યા છે પણ જેને અંતઃકરણનું તત્વ હોય, તેનેજ હૈયાતિ પ્રગટ થાય છે. જીવ માત્રને અંતઃકરણ હોય છે ખરૂં પણ તે અનુભવ લેતાં લેતાં ખીલે છે. મહાત્મા ગુરૂ શીખવે છે, કે જે જે પ્રકટ થાય છે, તે સઘળું તમો ગુણી રજોગુણી અને સત્યગુણી એવું ત્રિગુણાત્માક હોય છે. પ્રથમ અવસ્થામાં તમો ગુણ પ્રબળ હોય છે. તમોગુણ વાસનાનુ મૂળ છે. જેવી વાસના તેવા અંતઃ

કરણુ હોય છે. અને જેવા અંતઃકરણુ તેવા શરીર હોય છે. પશુપક્ષીની વાસનાવાળા જીવો પશુપક્ષીના અંતઃકરણુ ધરાવે છે તેથી તે જીવોને પશુપક્ષીના શરીરો મળે છે તેવીજ રીતે મનુ-ષ્યની વાસનાવાળા જીવો મનુષ્યના અંતઃકરણુ ધરાવે છે, તેથી તેઓને મનુષ્યના શરીર મળે છે પ્રથમ અવસ્થામાં મનુષ્ય જીવોમાં પશુ જીવોના કરતાં ઓછો તો પણુ વધારેજ પ્રમાણુમાં તમોગુણુ હોય છે, આળસ્ય, અજ્ઞાન અને હદબહારનો સ્વાર્થ એ તમોગુણુના મુખ્ય લક્ષણુ છે. તમેગુણી જીવ આહાર, મૈથુન અને નિંદ્રા પૂરતીજ જીંદગીની દરકાર કરે છે. ઉપકારની કદર કરતો નથી અને સ્વાર્થને ખાતર બીજાનું ગમે તેટલું નુકસાન કરતા અચકાતો નથી, અને બને તો હિંસા કરતાં યે ડરતો નથી. એવા તમોગુણી મનુષ્ય જીવ માત્ર ભયનેજ વશ થાય છે, અને નમવાથી શીર ચઢે છે. એવા વર્ગના જીવ શુદ્ર વર્ણુ કહેવાય છે.

તમો ગુણી જીવન ગાળતાં જે કર્મો થાય છે, તેના ફળ આ ભૂવને તેમજ નર્ક ભૂવને ભોગવવાથી કડવો અનુભવ થાય છે, ત્યારે તમોગુણુ છોડી રજોગુણી જીવન ગાળવા જીવ ઇચ્છે છે. એવી રીતે રજોગુણુ ખીલતાં તે જીવ રજોગુણી માતા પિતાને ત્યાં જન્મ લે છે, અને રજોગુણી જીવન ગાળવાથી રજોગુણુ પ્રબળ થાય છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર્ય એ રજોગુણુના મુખ્ય લક્ષણુ છે. એ વર્ગ બક્ષીશનેજ વશ થાય છે. બીજાઓને તોડી પાડી પોતાનું બળ વધારી

બીજાઓને દાબેલા રાખવા રજોગુણી જીવ કોશેશ કરે છે. પોતાના કામ અને લોભ સંતોષવા જતાં કોઇ વચમાં નડે છે, તો તેની સાથે ક્રૂરતાથી વર્તે છે. તકોઆરીમાં રહી બીજાઓનું અપમાન કરે છે. ગમે તેટલા ભોગ પદાર્થો મળે તો પણ સતોષ પામતા નથી. એવા જીવોનો વર્ગ વૈશ્ય તથા ક્ષત્રિ-વર્ણમાં વહેંચાઇ રહ્યો છે.

રજોગુણી જીવન ગાળતાં જ્યારે મનુષ્ય જીવને અનુભવ થાય છે કે વાસના ભોગના પદાર્થો સુખ શાંતિ કે તૃપ્તિ આપતાં નથી, પણ જેમ વધારેને વધારે ભોગવાય છે, તેમ તે ભોગવવાની તૃષ્ણા પણ વધારેને વધારે તિક્ષ્ણજ થતી જાય છે. અને તેને સંતોષવા માટેના પદાર્થો મેળવતાં તેમજ સાચવતાં વધારેને વધારેજ અશાંતિ અને કષ્ટ વેઠવું પડે છે, ત્યારે જીવ એવા પદાર્થોનો મોહ છોડી સુખ, શાંતિ અને તૃપ્તિ મેળવ-વાના સાધન શોધવા માંડે છે. એવી સ્થિતિ થતાં સત્વગુણ ખીલે છે. અને સત્વ ગુણી માતપિતાને ત્યાં જન્મ લઇ સત્વ ગુણી જીવન ગાળવાથી સત્વગુણ પ્રબળ થાય છે. દયા, ન્યાય, સત્ય અને જ્ઞાન એ સત્વગુણના મુખ્ય લક્ષણ છે. થોડા ઉપકારને એ જીવ ઘણો કરી માને છે, પોતાના સાધનો બીજાના ભલા માટે ખરચે છે, ન્યાયની રૂએ જેવું પોતાને માટે તેવું બીજાઓને માટે વિચારે છે. સઘળા ધર્મોનું તાસુબી વગર સત્ય જોઇ શકે છે. સઘળા ઉપર સામાન્ય પ્રેમ ધરાવે છે, અને પર માર્થમાં મચ્યો રહે છે. હું કોણ છું, આ જગતનો કર્તા કોણ

હશે, આ જગતનું ઉપાદન કારણુ એટલે જગતની ઉત્પત્ત. સ્થિતિ અને લયનું કારણ શું હશે, આ જીવનની નેમ શી હશે, એવા એવા સાત્વિક વિચાર સત્વગુણી જીવ કર્યા કરે છે. વાસના ભોગના પદાર્થોને બદલે ધર્મ શાસ્ત્ર અને શીક્ષસુરી તરફજ એ જીવ ખેંચાયલો રહે છે. એવા જીવનો વર્ગ ધર્મગુરૂ એટલે બ્રાહ્મણ વર્ણ કહેવાય છે. હિંદુઓમાંએવા ચાર વર્ણ બહુ દુર અંદેશીથી જીવોને પ્રગતિ કરવા માટે બહુ અનુકુળ છે. જેઓમાં એવા વર્ણ નથી, તેઓ પણ પોતાના જેવાનેજ પસંદ કરી તેઓ સાથે એકઠા મળી સંસાર ( Society ) ચલાવે છે. તે જાણે કે અજાણે વર્ણાશ્રમનુંજ રૂપ પકડે છે. તમોગુણ, રજોગુણ અને સત્વગુણના મુખ્ય લક્ષણ લખ્યાં છે. તે લક્ષણોમાં જેનું પ્રબળ વિશેષ હોય તેને લગતા ગુણવાળો જીવ કહેવાય છે. તમોગુણ સાથે રજોગુણના અને રજોગુણ સાથે સત્વગુણના લક્ષણ ભેળાયલાં પણ રહે છે.

સ્થુળ તેમજ સૂક્ષ્મ જુદા જુદા ભૂવને જીવન ગાળવા જીવને તે તે ભૂવનને લગતું ત્રીજું શરીર મળે છે, તે ત્રીજા શરીરને તે તે ભૂવનનું સ્થુળ શરીર કહે છે તેવા સ્થુળ શરીરમાં જન્મના ફેરામાં પડેલા જીવના સૂક્ષ્મ તથા કારણ શરીર વ્યાપી રહે છે. જેમ આ ભૂવને વાસના જેવું અંતઃકરણ અને અંતઃકરણ તેવું શરીર હોય છે તેમ શરીરના મરણ બાદ આ જીંદગીમાં જેવી વાસના કેળવાય હોય તેવુંજ અંતઃકરણ ઘડાય છે, અને અંતઃકરણ ભલું કે ભુંડું હોય તેવુંજ સ્વર્ગ અથવા

નર્ક ભૂવનને લગતું ત્રીજું શરીર તે જીવને મરણ બાદ મળે છે. પારસી ભાઇઓની મરણ બાદની નેક અથવા બદ કેરદાર તે આ ત્રીજું શરીર હોવું જોઇએ. જીવનું દરેક કાર્ય અમુક ભલી કે ભુંડી નિષ્ટા સાથે જોડાએલું હોય છે, તેથી આ કર્મભૂવન તથા સૂક્ષ્મ મનભુવન એમ બન્ને ભૂવને અસર નીપજે છે, તેથી કર્મ (Cause and effect)ના અચળ કાયદા પ્રમાણે બન્ને ભૂવને જીવન ફરજયાત હોય છે, પણ તે ભોગવવાની મુદત કર્મના બળના પ્રમાણમાંજ ટુંકી કે લાંબી છતાં હદવાળીજ હોય છે યાને પાપ અને પુન્ય જેટલાં હોય તેટલા પ્રમાણમાંજ સ્વર્ગ કે નર્ક ભોગવવાની મુદત હોય છે. પરમાત્માનો ન્યાય અદલ અને અચળ છે..

## સઘળા જીવની એકજ સૂજત.

હિંદના ગુરૂ કૃપા કરી સમજાવે છે કે જે કાંઇ પ્રકટ થાય છે, તે (effect) પોતાના કારણ (cause) માં છેવટે લય થઇ જાય છે. માટીમાંથી ઘડો બને છે, અને છેવટે માટીમાંજ લઇ થય જાય છે. બીજમાંથી વૃક્ષ (ઝાડ) પ્રકટ થાય છે, અને આખરે બીજમાં લય થઈ જાય છે. તેમ મનુ-ષ્ય જીવો પણ જેમાંથી પ્રકટ થાય છે તેમાંજ પાછા લય થઇ જાય છે, સત્વગુણી જીવને જ્ઞાન પ્રકાશે છે તેથી તેને સમજાય છે કે દેહને લીધેજ સઘળા ભય અને શોક રહે છે. આ દેહને મુકિત મળે ત્યારેજ ભય અને શોક મટીને હંમેશાની શાંતિ થાય.

બીજમાંથી વૃક્ષ અને વૃક્ષમાંથી બીજ અનાદિ કાળથી પ્રકટ થતાં રહે છે, તેમ વાસના થકી જન્મ અને જન્મ થકી વાસના અનાદિ કાળથી ચાલુ છે. એવું હોવાથી ભોગ પદાર્થો માટેની વાસનાનો ત્યાગ થવા વિના જન્મોના ફેરામાંથી મુક્તિ મળવી અશક્યજ છે અને અતિભોગ સિવાય એવો ત્યાગ સંભવતો નથી. તેથી તમોગુણી અને રજોગુણી જીવનના અતિભોગ પછીજ અનેક જન્મે સત્વગુણી જીવનમાં જ્ઞાન પ્રકાશે છે ત્યારે ત્યાગ બુધ્ધિ ઉત્પન્ન થાય છે. એકજ જીંદગી સો વર્ષના ડાસા જેટલી મોટી હોય તો પણ સંપૂર્ણ સત્વગુણ ખીલવા માટે પૂરતી નથી. તે હિંદુ, મુસલમાન, પારસી કે ખ્રિસ્તી પ્રજાના આચાર વિચારનું અવલોકન કરતાં ખુલ્લું જણાઇ આવે છે, અને પૂનર્જન્મની વિરૂધ્ધ કરતાં તરફેણમાં વધારેજ વજન પડે છે. અમુક ધર્મ ગમે તેવો શ્રેષ્ઠ જાહેર કરો, પણ તે ધર્મ પાળનારા મનુષ્યોથી તે ધર્મમાં જણાવેલા સદ્‌ગુણો પૂરેપૂરા એકજ જીંદગીમાં ગ્રહણ કરી શકાતાં ન હોય, છતાં પૂનર્જન્મની વિરૂદ્ધ એકજ જીંદગીનો સિધ્ધાંત માનવા કહો તો બેશક બુધ્ધિશાળી મનુષ્ય આ જમાનામાં માની શકે નહિ.

એવી રીતે જીવ દરેક જન્મે જ્ઞાનમાં પ્રગતિ કરતાં કરતાં જીવ ત્યાગ બુધ્ધિ ગ્રહણ કરી નિષ્કામ થાય છે ત્યારે ભોગ પદાર્થોમાંથી તેનો મોહ છૂટી જાય છે. પ્રારબ્ધ કર્મ પ્રમાણે જે સુખ દુઃખ મળે, તે શાંતિથી ભોગવતો જઇને, નિષ્કામપણે જગત વ્યવહાર ચલાવે છે, એટલે જે કાર્ય કરે છે, તેના ફળની પરવા કર્યાં વગર કાર્યને ખાતર કાર્ય કરે છે. જીવને

કાર્ય નહિ પણ કર્યના ફળનો મોહ વ્યાકુળ કરે છે. અમુક કાર્યમાં ચિત્ત રોકાયલું રહે છે, ત્યારે તો શાંતિ રહે છે. એવી રીતે જગત વ્યવહાર ચલાવતાં મોહ રાખ્યા વિના એટલે નિષ્કામ કાર્ય કરવાની આદત પાડવાથી મોહને જીતી જવાય છે. મોહને જીતવો તે વાસનાને જીતવા બરાબર છે. જગતનો ત્યાગ મુકિત માટે ફરજયાત નથી, પણ જગતના મોહનો ત્યાગ ફરજયાત છે, કેમકે જગતના મોહના ત્યાગ વિના જગતકર્તા સાથેનો યોગ (મેળાપ) અશકય છે. જગતકર્તા સાથેનો યોગ તેજ સંપૂર્ણ મુકિત છે. જગતના મોહનો ત્યાગ પરિપકવ અવસ્થાએ પહોંચ્યા પછીજ સન્યાસીઓને જગત કર્તા સાથે યોગ પ્રાપ્ત કરવાનું એકાંત વનવાસ એક સાધન છે. ઇંગ્રેજી ભણેલા પોતાને અપ-ટુ-ડેટ સમજતા ભાઇઓ આત્મજ્ઞાનનું નામ સાંભળતાંજ ભડકે છે. તેવા ભાઇઓએ ધીરજ રાખવી, કેમકે આત્મજ્ઞાન વાંચતાની સાથેજ વનમાં દોડી જવા આત્મજ્ઞાન ફરમાવતું નથી. એક નહિ તો ભલે અનેક જન્મો લઇ ત્યાગ પૂર્ણ ખીલવજો, પણ આત્મજ્ઞાન જાણી મોહત્યાગ સિવાય છેવટની ફતેહ નથીજ, તે સદા ધ્યાનમાં રાખો, અને છેવટની લડત માટેની શરૂઆત કરવામાં ઢીલ ના કરો.

મુકિતને ઇચ્છનારો એટલે મુમુક્ષુ જીવ જયારે સંપૂર્ણ નિષ્કામ થઇને, ત્યાગવૃત્તિ સહિત દેહ છોડે છે ત્યાર પછી તેનો પુનર્જન્મ થવાનો સંભવ રહેતો નથી. કેમકે જન્મોનું મૂળ

કારણુ જે વાસના તે મટી જાય છે, તેથી કારણુ વિના કાય સંભવતું નથી. એના જીવનો દેહ મરણુ પામે છે, ત્યારે સ્થુળ દેહના તત્વો સામાન્ય સ્થુળ તત્વોમાં અને સૂક્ષ્મ દેહના તત્વો સામાન્ય સૂક્ષ્મ તત્વોમાં મળી જાય છે, અને જેમ આરસીનો કાચ ભાંગીને ભૂકો થઈ જાય છે, ત્યારે તેમાં સૂર્યનું પ્રતિબિંબ પોતાના બિંબ એટલે સૂર્યમાં લય થઇ જાય છે, તેમ જીવ એટલે વિજ્ઞાનમય કોશમાં પરમાત્માનું પ્રતિબિંબ પ્રકાશતું હોય છે, તે પોતાના બિંબ એટલે પરમાત્મામાં લીન થઇ જાય છે. એ બનાવને મોક્ષ કહે છે, અને તે જીવને મુકિત મળી કહેવાય છે. એ સંપૂર્ણ મુકિત છે. મોડી કે વહેલી દરેક જીવની એજ સુગતી સરજન છે. સ્વર્ગ યાને બહેસ્ત ભોગવવાની સ્થિતિ એ પણ એક જાતની મુકિતજ છે. પણ તે અમુક સમય ભોગવવાની અલ્પ મુકિત છે. કેમકે તે પછી પાછો પૂનર્જન્મ અવસ્ય છે. પૂન્યના પ્રમાણમાં સ્વર્ગ ભોગવી રહયા બાદ જગતનો મોહ બાકી રહી ગયો હોય, તો જીવને જગતમાં તે મોહ પાછો લાવે છે. થોડા ઘણા પૂન્યનો બદલો કંઇ અનંત હોઇ શકે નહિ. હિંદના ગુરૂઓનો ખુદા પૂરેપૂરો ગણત્રી બાજ છે. ભોળોભાળો નથી.

એ રીતે આત્મજ્ઞાન પ્રમાણે છેવટની સુજત સંપૂર્ણ મુકિત છે. મુકિત માટે વાસના ત્યાગની જરૂર છે, વાસના ત્યાગ માટે જ્ઞાન થવાની જરૂર છે, જ્ઞાન થવા માટે સતગુરૂ ...

ખીલવવાની જરૂર છે, સત્વગુણ ખીલવવા માટે ધર્મ શાસ્ત્રની જરૂર છે, અને ધર્મ શાસ્ત્રો સમજવા માટે આત્મજ્ઞાનની જરૂર છે. હિંદના મહાત્માઓએ શોધેલું એ આત્મજ્ઞાન તે ખુદા અને કુદરતને લગતું જ્ઞાન છે. એજ આત્મજ્ઞાનને તત્વજ્ઞાન અથવા બ્રહ્મજ્ઞાન કહે છે. એ સઘળા ધર્મોનું મૂળ છે, હિંદના મહાત્માઓએ તે સમસ્ત જગતના કલ્યાણ અર્થે કૃપા કરી જાહેર કર્યું છે.

## મનુષ્ય માત્રનો એકજ ધર્મ.

જેમ આત્મજ્ઞાન પ્રમાણે ખુદા એકજ છે, તેમ મનુષ્ય માત્રની છેવટની સૃજત પણ એકજ છે, તેમ મનુષ્યો માટે ધર્મ પણ એકજ હોવો જોઇએ, છતાં ધર્મશાસ્ત્રો જુદા જુદા જણાય છે, તે બનવા જોગજ છે. કેમકે ધર્મશાસ્ત્રમાં ક્રિયા, ભકિત અને રહેણી કહેણીનાં નિયમોનાં શિક્ષણો હોય છે. આત્મજ્ઞાનની વિરૂધ્ધ નહિ જાય, તેવા તે નિયમો દેશ, કાળ, સ્થિતિ તથા પ્રજાની જુદી જુદી પ્રકૃતિને અનુકુળ જોઇને ગુરૂઓને રચવા પડે છે. આત્માજ્ઞાન પ્રમાણે મનુષ્ય માત્રની બુધ્ધિ તમોગુણી, રજોગુણી અને સત્વગુણી એવા મુખ્ય ત્રણ ભાગમાં વહેંચાયલી રહે છે. તેથી દરેક દેશની પ્રજાની બુધ્ધિ એક સરખી નહિ હોવાથી એકજ સામાન્ય ધર્મશાસ્ત્રને એક સરખી રીતે એક આખી પ્રજા અનુસરી શકે નહિ, એ કુદરતી

છે. હિંદુઓની જેમ ખ્રિસ્તી અને મુસલમાનોની મોટી પ્રજાઓમાં પોતાના ધર્મશાસ્ત્ર માટે તેથીજ મતભેદો જોવામાં આવે છે.

એવું હોવાથી એક રીતનીજ ભક્તિ જુદી જુદી બુધ્ધિને અનુકુળ થઈ પડતી નથી. તેથી મુખ્ય ત્રણ રીતે પરમાત્માની ભક્તિ કરવાનું હિંદના ગુરૂઓએ અનુકુળ ગણ્યું છે. (૧) પરમાત્માની મહાન શક્તિઓના સ્વરૂપ નજરે જોવાથી જેઓના ભક્તિભાવનો જોસ ગળે છે, તેઓ માટે ચમત્કારી મહાત્માઓ તથા દેવતાઓની મૂર્તિઓ અથવા અગ્નિ, કે પાણી જેવા મહાન શક્તિવાળા તત્વો નજરે જોઇને, તે સ્વરૂપોદ્વારા કરેલી પરમાત્માની ભક્તિ અનુકુળ ગણી છે. (૨) જેઓને નિરાકાર પરમાત્માની ભક્તિ રૂચે છે, તેઓને માટે પ્રાર્થનાદ્વારા અથવા પરમાત્માનું જે નામ પ્રિય લાગે તે નામના સ્મરણદ્વારા કરેલી ભક્તિ અનુકુળ ગણી છે. (૩) જેઓ સૂક્ષ્મ બુધ્ધિને લીધે સૂક્ષ્મ આત્મજ્ઞાનના શિક્ષણો ગ્રહણ કરી શકે છે, તેઓ માટે "હું તે આત્મા છું, અને આત્મા તેજ પરમાત્મા છે." એવા જ્ઞાન સહિત કરેલી પોતાના આત્મા સાથે પરમાત્માની અભેદ ભક્તિ અનુકુળ ગણી છે. એ જ્ઞાન ભક્તિ સઘળી ભક્તિઓમાં શ્રેષ્ઠ ભક્તિ મનાય છે. કેમકે તે આત્મજ્ઞાનના ધ્યેયને પહોંચવાની છેવટની અસરકારક ભક્તિ છે. એવી રીતે હિંદના ગુરૂઓએ પ્રજાને પોતાની બુધ્ધિને અનુકુળ પડે તેવી

જુદી જુદી રીતે પરમાત્માની ભકિત કરવાના માર્ગ બતાવ્યા છે તેવી ભક્તિઓમાં દુનિઆના સઘળા ધર્મોની ભકિતઓ સમાઇ જાય છે. ભક્તિઓના જુદાપણાથી પરમાત્મામાં જુદાપણું આવી શકતું નથી. છતાં જેઓ જુદાપણું સમજી ઝગડા કરે છે, તેઓ અજ્ઞાનજ છે. જુદી જુદી બુદ્ધિને લીધે જેમ જુદી જુદી રીતે ખુદાની ભકિત રચાય છે, તેમ રહેણી કહેણીના નિયમો જુદા જુદા ધર્મશાસ્ત્રમાં જુદા જુદા હોય, તે બનવાજોગ છે અલબત તે નિયમો આત્મજ્ઞાન એટલે કુદરતની નેમની વિરૂદ્ધ હોય, તે ઇચ્છવાજોગ નહિજ કહેવાય. શરીરની શુધ્ધિ સંસારની શુધ્ધિ અને મનની શુધ્ધિના જુદા જુદા ધર્મશાસ્ત્રના નિયમોમાં ફરક પડતો હોય છતાં દરેક ધર્મશાસ્ત્રની નેમ દેહ શુદ્ધિ સંસાર શુદ્ધિ અને મન શુદ્ધિ માટે એક સરખીજ હોય છે. એવી રીતે દુનિઆના ધર્મશાસ્ત્રોનું ઐકય સિદ્ધ થાય છે.

મરણ પામેલા શરીરની છેવટની વ્યવસ્થા માટેના નિયમો જુદા જુદા જણાય છે, તે છતાં તેમાં પણ એક રીતે મળતાપણુંજ હોય છે. આત્મજ્ઞાન પ્રમાણે સ્થુળ શરીર તે અન્નમય કોષ છે. કેમકે માટીમાંથી ઉત્પન્ન થતા, અન્ન વડેજ તે વિર્યરૂપે ઉત્પન્ન થાય છે, મોટું થાય છે, અને જીવે છે. કારણમાંજ કાર્ય આખરે લય થઈ જાય છે, એ કુદરતી નિયમ પ્રમાણે શરીર એટલે અન્નમય કોષને આખરે માટીમાંજ મળવાનું છે. લાકડાનો અગ્નિ મૃત શરીરને જગતમાં કોઇ જાતનું

નુકસાન નહિ થાય તેમ બાળીને તેની ખાક બનાવે છે, જે આખરે માટીમાં મળી જાય છે, પશુ, પક્ષી, માછલાં કે જીવ જંતુ શરીરનો ભક્ષ કરે છે, ખરાં પણ તે મૃત શરીરની ખાક તો મળરૂપે તે જીવતા જીવોના પેટમાંનો જઠર અગ્નિજ બનાવે છે. એવી રીતે મૃત શરીરને ખાકમાં ખાક મેળવી આપનાર તો એક અગ્નિ તત્વજ છે, તે સમજી લઈ ભાઈઓ એ વિષે કજીઓ નહિ કરતાં, જેને ગમે તે રીતે મુડદાંની છેવટની વ્યવસ્થા કરવા દો. લાગણી વિનાનાં મુડદાંના દુઃખ સુખ છુટા પડેલા લાગણીવાળા જીવને પહોંચે, તે બનવાજોગ નથી, તેમજ સ્થુળ લાકડાના અગ્નિની પવિત્રતા અથવા અપવિત્રતા સદા શુધ્ધ એવા અણુદીઠ સુક્ષ્મ અગ્નિ તત્વને પહોંચી શકતી નથી. એવી રીતે જુદા જુદા ધર્મશાસ્ત્રોમાં ક્રિયા, ભકિત અને રહેણી કરણીના નિયમો ઉપલક જોતાં જુદા જુદા જણાય છે, તોપણ તેઓની એકલી નેમ શરીર શુધ્ધિની, મન શુધ્ધિની અને સંસાર શુધ્ધિનીજ હોય છે.

હિંદના ગુરૂ શીખવે છે કે આત્મજ્ઞાન પ્રમાણે કર્મ (Cause and effect)નો કાયદો કુદરતમાં અચળ છે, તે ભુંડા કે ભલા, નાના કે મોટાનો પક્ષપાત કરતો નથી. મનુષ્ય માત્રને જેવું ગયા જન્મનું કર્મ તેવું આ જન્મમાં ફળ મળે છે. તેથી એકસરખું દુઃખ કે સુખ ભોગવવાનું હોતું નથી. મનુષ્ય અકસ્માતે નહિ, પણ ચોકસ કર્મ અનુસારજ શોક

અથવા સેવક બને છે, એ શિક્ષણના પ્રતાપથીજ બે પ્રશેતીઝમ જેવા એક સરખાપણાના અસંભવિત ખ્યાલોના ઝગડા હિંદમાં જણાતા નથી. કર્મનું ફળ તુરતાતુરત કેમ મળતું નથી, એમ જેઓ શંકા કરે છે, તેઓએ કુદરતમાં અવલોકન કરવું જોઇએ. એક બીજમાંનું વૃક્ષ પ્રથમ જમીનમાં જાણે મરી જાય છે, અને પાછું નવા વૃક્ષ રૂપે પ્રકટ થાય છે. બાદજ તેમાં બીજ જેવાં ફળ પાકે છે. તેમજ મનુષ્ય દેહનો જીવ શરીર માટીમાં મળી ગયા પછી નવા શરીરમાં પાછો પ્રકટ થાય છે, ત્યાર બાદજ ફળ ભોગવે તે કુદરતીજ છે. જેવું બીજ તેવું વૃક્ષ હોય છે, તેથી જેવું કર્મ તેવુંજ ફળ હોવું જોઇએ. એ પુનર્જન્મ અને કર્મનો કાયદો સમજવો સહેલો નથી. ઉંડા અભ્યાસ પછીજ ટીકા કરવી જોઇએ, અમુક કાર્ય કરવું જોઇએ, તે નહિં કરવું, અને નહિં કરવા જેવું કાર્ય કરવું, તે બંન્ને કર્મબંધન નિપજાવે છે. યુરોપમાં આત્મજ્ઞાનનો ઝાઝો પ્રકાશ ન હોવાથી રાજકાજમાં તેઓના ધર્મશાસ્ત્ર કેટલેક અંશે અનુકુળ થઈ પડતાં નથી. તેથી રાજકાજમાં ધર્મશાસ્ત્રોની વાતો નહિ જોઇએ, એવા યુરોપીયન લોકો પોકાર કરે છે. તે જોઈ પોતાને અપ-ટુ-ડેટ સમજતી હાલની પરવશ હિંદની પ્રજા હાજી હા પોકારી કહે છે કે રાજકાજમાં ધર્મની વાતો નહિ જોઇએ. તેવા ભાઇઓએ જાણવું જોઇએ, કે રાજ્ય ચલાવવામાં સત્ય અને ન્યાયનો ધર્મ અને પ્રજાનું રક્ષણ કરવાનો ધર્મ પાળ્યો હતે, તો આજની પરવશ હાલત હતેજ નહિ. ધર્મ

કંઈ જોવાનું રમકડું નથી, પણ મનુષ્ય જીવનને સર્વાંગે મદદ કરનારું સહુથી મહાન શસ્ત્ર છે. પશુઓને પરમાત્માએ શીંગડાં આપ્યાં છે, તે બચાવ માટે વાપરવા આપ્યાં છે, માત્ર જોવા માટે નહિ. તેમજ મનુષ્યને હાથ, પગ અને બુધ્ધિ આપી છે, તેનો ઉધ્ધાર માટે સદઉપયોગ કરવાનો છે. પરમાત્મા, રાજાઓ અને મહાત્માની બુધ્ધિદ્વારા પ્રજાઓને દોરવે છે. આગ, પાણી કે હવા દ્વારા જગત એટલે મનુષ્યની દુનિયા દોરવાની નથી.

આત્મજ્ઞાન પ્રમાણે સહુથી સુક્ષ્મ એવા પરમાત્મા સઘળા સ્થુળ સુક્ષ્મ શરીરોમાં આત્મરૂપે હાજર નાજર સાક્ષી હોવાથી કુદરતી રીતે સઘળા દેહધારી જીવોના પુન્ય તેમજ સુખ દુઃખને જાણે છે. વળી જેવું કર્મ તેવું ફળ એવી રચના કુદરતમાં અચળ છે. તેથી હિંદના ગુરૂઓએ મન, વાણી અને કર્મ થકી કોઇ પણ જીવે પોતાનો સ્વાર્થ સાધવા અન્યાયે હિંસા કરવી નહિ, એવું ધર્મનું મુળ ફરમાન મનુષ્ય માત્રને આપ્યું છે. કારણ સમજાવ્યા વિના બીજા ધર્મશાસ્ત્રોમાં હિંસા એટલે ઇજા નહિ કરવાના તરેહવાર ફરમાનો આપ્યાં છે. તે સઘળા ફરમાનો હિંદના ગુરૂઓએ બતાવેલા આ એકજ અહિંસાના ફરમાનમાં સમાઇ જાય છે. તેમજ બીજા ધર્મશાસ્ત્રોના નેકી કરવાના સઘળા ફરમાનો હિંદના ગુરૂઓએ કુદરતનો સુખ આપી સુખ લેવાનો કર્મનો કાયદો સમજાવ્યો છે, તેમાં સમાઇ જાય છે. આપો તેટલું લો, અને વાવો તેવું લણો.

એવી રીતે હિંદના ગુરૂઓએ મનુષ્ય માત્રને ન્યાતજાત કે રંગરૂપનો ભેદ રાખ્યા વગર દુઃખમાંથી બચવા માટે અહિંસાનો અને સુખની પ્રાપ્તિ કરવા માટે જીવોને સુખ આપી સુખ મેળવવાનો સામાન્ય ધર્મ બતાવ્યો છે. એ ધર્મમાં સત્ય અને ન્યાય, દયા અને પરમાર્થ જેવા સઘળા સદ્‌ગુણો સમાઇ જાય છે. કરણીની શુદ્ધિ અર્થે બતાવેલો અહિંસાનો ધર્મ પાળીને શુદ્ધ કરણી સહિત કરેલી ભકિતજ પરમાત્માને માન્ય છે. કેમકે પરમાત્મા જેમ ભકિત સાંભળે છે. તેમ પોતાના અચળ કરણીના કાયદાને પણ સંભાળે છે, અનેક પ્રજાઓએ પરમાત્માને પોતાનો પક્ષપાતી ધારીને ભકિત બહુ બહુ કીધી, પણ સાથે સાથે જુદી જણાતી પ્રજાની સાથે નઠારી કરણી કીધી, તેથી ભકિત કામ નહી આવી, અને કર્મના કાયદા પ્રમાણે સમય આવ્યે આ ધરતીના પટ ઉપરથી તે પ્રજાઓ કયાં ફના થઇ ગઇ, તેનો પત્તો પણ લાગતો નથી. તવારીખમાં તે જોઇ લઇને ભાઈઓ ચેતીને ચાલો !

ક્રિયા, ભકિત અને રહેણી કરણીના નિયમોની વિગતમાં સઘળા ધર્મશાસ્ત્રો જુદા જણાતા હોય, છતાં સત્વગુણના લક્ષણ જે સત્ય અને ન્યાય, દયા અને પરમાર્થ છે, તેને માટે તો એક સરખો આગ્રહ જોવામાં આવે છે, તે પૂરવાર કરે છે, કે સઘળા ધર્મશાસ્ત્રોની સામાન્ય નેમ મનુષ્યોમાં રહેલો સત્વગુણ ખીલવવાનીજ હોય છે. જુદા જુદા ધર્મશાસ્ત્રોની એવી સામાન્ય

એકજ નેમ જોઈ લઇને જુદા જુદા ધર્મશાસ્ત્રવાળી પ્રજાઓ વચ્ચે ભાઇઓ ઐક્ય સ્થાપો અને જુદાઈ ત્યાગો.

આત્મજ્ઞાન પ્રમાણે દરેક જીવની છેવટની સ્હજત હંમેશની શાંતિ યાને મુક્તિ છે; તેને માટે ભોગ પદાર્થોના મોહનો ત્યાગ ફરજ્યાત છે. જગતના સઘળા ધર્મ સ્થાપકો અને ઉચ્ચ બુદ્ધિવાળાઓ ભોગ પદાર્થોના મોહ વિનાના નિષ્કામ ત્યાગી થએલા જગતના ઇતિહાસમાં નોંધાયા છે. તેઓની નકલ કરીને આત્મજ્ઞાન પ્રમાણે કર્મનું ફળ તો મળવાનુંજ છે. એવી અચળ શ્રદ્ધા સહિત ધર્મ પરાયણ નિષ્કામપણે જગત વ્યવહાર ચલાવો. સઘળા જીવોનો આત્મા એક પરમાત્માજ છે, એટલે તમારો આત્મા અને બીજા જીવોનો આત્મા એકજ છે, જુદા નથી, તે આત્મજ્ઞાન વડે સમજી લઇને સઘળા જીવો સાથે સાચો ભ્રાતૃભાવ રાખો. અદલ અને કૃપાળુ ખુદાએ હંમેશની શાંતિ મળે એવી દરેક જીવની કશો ભેદભાવ રાખ્યા વિના એકજ સુખી સ્હજત નિર્માણ કીધી છે. તે હિંદના મહાત્મા ગુરૂઓએ પ્રકટ કરેલું આત્મજ્ઞાન ધ્યાનમાં ઉતારીને કુદરતની તે ભલી નેમ પાર પાડવામાં દરેક જીવને મદદ કરો. એવી છેવટની સ્હજત માટે સત્વગુણ ખીલવવાની જરૂર છે, તે મનપર લઇને ભાઇઓ જેમ પોતે જીવોછો, તેમ બીજાઓને જીવવા દો. (Live and let live)!

## મુક્તિ માર્ગ = Path of Salvation.

જીવોની છેવટની સુખી સ્હજત યાને મુક્તિ પામવા માટેના મુખ્ય બે માર્ગો હિંદના ગુરૂ બતાવે છે, અને આત્મજ્ઞાન અનુસાર કર્મનો કાયદો નિગાહમાં રાખીને અહિંસાવાળો વ્યવહાર જગત સાથે રાખવા જેમ ગુરૂઓ શીખવે છે, તેમ જગત-કર્તા સાથે મનુષ્ય જીવોએ વ્યવહારમાં રહેવાના મુખ્ય બે માર્ગો શીખવે છે. એક ભક્તિ માર્ગ અને બીજો જ્ઞાન માર્ગ. અત્રે પ્રથમ ભક્તિ માર્ગ લખીએ છીએ. દરેક ધર્મવાળા જુદા જુદા નામે પોતાને રૂચતી જુદી જુદી રીતે પોતાના પેદા કરનાર જગતકર્તાની ભક્તિ કરે છેજ, છતાં જુદા જુદા ધર્મવાળાઓ એકબીજા પર ધર્મને નામે તિરસ્કાર કે અત્યાચાર કરે તે પાપી અજ્ઞાનજ છે. તાસુબી-(prejudice) વગર આત્મજ્ઞાન જોતાં હિંદના મહાત્મા ગુરૂઓએ એકજ ખુદાનું સ્વરૂપ બીજા ગુરૂઓ કરતાં વધારે વિસ્તારથી અને સ્પષ્ટતાથી સમજાવ્યું જણાય છે, મહાન ગીતામાં ખુલ્લું શિક્ષણ છે, કે સઘળા સ્વરૂપોદ્વારા એક પર-માત્માનીજ ભક્તિ થાય છે. ખરી પણ જેઓ જેને ભજશે તેનેજ પામશે. એટલે સૂર્યને ભજનારા સૂર્ય લોકને, અને અગ્નિને ભજનારા અગ્નિ લોકને પામશે, પણ જે હંમેશ હતો, છે, અને રહેશે, એવા ખાલેસ પરમાત્માની ભક્તિ કરશે, તે ખુદ પરમાત્માનેજ પામશે.

એક પરમાત્માનેજ પામવાની સાચી ભક્તિ આત્મજ્ઞાન અનુસારજ હિંદના ગુરૂઓ શીખવે છે, અને કહે છે, કે ભક્તિનો

અર્થ પ્રીતિ થાય છે. પરમાત્માને ખાતરજ પરમાત્મા પર સ્વાર્થ વિનાની પ્રીતિ કરવી, તેજ પરમાત્માની સાચી ભકિત ગણાય છે. મનુષ્ય માત્રનો ભકિતનો હેતુ પરમાત્માની કૃપા મેળવવાનો છે. એવી કૃપા મેળવવા પરમાત્માને પ્રસન્ન કરવાની જરૂર છે. પરમાત્માને પ્રસન્ન કરવા સાચી ભકિત કરવાની જરૂર છે. સાચી ભકિત કરવા માટે સ્વાર્થ વિનાની પ્રીતિની જરૂર છે, તેવી પ્રીતી ઉત્પન્ન થવા માટે પરમાત્માજ પોતાનો આત્મા છે, અને પોતાનો આત્માજ પોતાને સહુથી પ્રિય છે, એવું જ્ઞાન થવાની જરૂર છે. તેવું જ્ઞાન થવા માટે હિંદના મહાત્મા ગુરૂઓદ્વારા પ્રકટ થએલું આત્મજ્ઞાન જાણવાની જરૂર છે. તે આત્મજ્ઞાન ગ્રહણ કરવા અંતઃકરણ પવિત્ર થવાની જરૂર છે. અને અંતઃકરણ પવિત્ર થવા માટે મનસા, વાચા અને કર્મ એટલે મનશની, ગવશની અને કુનશની પાક પવિત્ર થવાની જરૂર છે.

સુખ તે મનુષ્યને થતી આનંદમય લાગણી છે, અને જે સુખ આપતું જણાય છે, તેજ પ્રિય લાગે છે. મનુષ્યને સ્ત્રી અને ધન પોતાના દેહ સુખ માટે પ્રિય લાગે છે, તે બતાવે છે, કે તેઓ કરતાં પોતાનો દેહ તેને વધારે પ્રિય હોય છે. દેહ દરદી થઈને, વેદના કરે છે, ત્યારે દેહ છુટે તો સારૂં એવું ઇચ્છનાર દેહથી જુદો એવો મનુષ્યનો જીવ હોય છે, તે બતાવે છે કે મનુષ્યને દેહ કરતાં જીવ વધારે પ્રિય હોય

છે. એવો જીવ ચૈતન્ય અને સૂક્ષ્મ શરીરોનો બનેલો હોય છે. તે સૂક્ષ્મ શરીરો યાને વાસના શરીરો જન્મોના ફેરામાં પાડવાના કારણરૂપ હોય છે. જે જીવોને જ્ઞાન થાય છે, કે જન્મોને ખાતર મળતાં શરીરોજ હંમેશાં ભય અને શોક કરાવે છે. ત્યારે જીવ પોતાના સ્વરૂપમાંના ઉપાધીરૂપ સૂક્ષ્મ શરીરોવાળા ભાગનો અંત આવે, અને પોતે કેવળ ચૈતન્યરૂપજ રહે, એવું ઇચ્છે છે, તે બતાવે છે કે જીવને પોતાના સૂક્ષ્મ શરીરો કરતાં પણ પોતાનું ચૈતન્યમય સ્વરૂપજ વધારે પ્રિય છે. એક શુધ્ધ ચૈતન્ય તેજ આત્મા છે. એવી રીતે અનેક તત્વોના બનેલા મનુષ્યને આત્માજ સહુથી પ્રિય છે, એમ પૂરવાર થાય છે. એ ચૈતન્યરૂપ વહાલો આત્મા કોઇજ નહિ પણ ખુદ પરમાત્મા પોતેજ છે. એવા વહાલા પરબ્રહ્મ પરમાત્માપર ખાલેસ પ્રીતિથી ચિત્ત લગાડીને પરમાત્માના હરકોઇ નામનું સ્મરણ કર્યા કરવું તેજ પરમાત્માની સાચી ભક્તિ છે. આત્મજ્ઞાન પ્રમાણે વિચારતાં જ્યાં ચિત્ત વસે છે, ત્યાં મનુષ્ય વસે છે. તેમ જેઓ આવી ભક્તિ કરે છે, તેઓ પરમાત્મામાંજ વસે છે. એવી નીર્મળ દોષ વગરની ભક્તિ કરવી રમત નથી. ભિત્તર અંતઃકરણને પ્રકાશતા પરમાત્મા અને અંતઃકરણની બહાર લલચાવતા ભોગ પદાર્થો પરસ્પર–સામસામી દિશાએ હોવાથી ચિત્ત એકી વેળા બંન્નેને પહોંચી વળી શકે નહિ, તેથીજ જગતમાં સઘળા મશહુર થએલા ભક્તો ભોગ પદાર્થોમાં ત્યાગ બુધ્ધિ રાખીને, સાદી જીંદગી ગુજારતાં જણાયા

છે. એવી સંપુર્ણ સાચી ભકિત સહેલી નથી, તેમ તે અશકય પણ નથીજ. મનુષ્ય ધારે તે કરી શકે છે. પરમાત્માને પામવાનો એવો ભકિત માર્ગ છે. એવી ભકિત કરવાનો નીચ ઉચ્ચ સઘળાને અધિકાર છે.

ગૃહસ્થાશ્રમવાળા મનુષ્યનો ભોગ પદાર્થોમાંથી મોહ મટયો નહિ હોય તે આવી સાચી ભકિત બને તેટલી કરતો રહીને સત્ય અને ન્યાય, દયા અને પરમાર્થમાં હિંસા વિનાની જીંદગી ગાળે, તો તેના ફળ તરીકે સ્વર્ગ સુખ અને ત્યાર પછી પાછો સુખવાસી જન્મ મળે છે. અને તે મનુષ્ય જીવને મુકિત માગમાં એટલે પરમાત્માને પામવાના માર્ગમાં પ્રગતિ કરી શકે, એવા સંજોગો કુદરત પુરા પાડે છે. એવી રીતે અંતે જીવ છેવટની સુખી સ્રજતે પહોંચે છે. પ્રિય વાંચનાર ચામડીએ લાલ હોકે પીળા, કાળા હો કે ગોરા, વિચારી જુઓ કે પ્રાણી માત્રમાં એકજ ખુદા વસે છે તમારોજ વહાલો આત્મા સઘળાનો આત્મા છે. માટે સઘળા ભેદભાવ ભુલી જાઓ. હિંદના ગુરૂઓનો સંદેશો વધાવી લો, કે સઘળા જીવોની એકજ સુખી સ્રજત છે. હાલ કોઈ રીતે દુઃખી હો તો તે તમારાજ કર્મનું ફળ છે, અને ભવિષ્યની સ્રજત તમારાજ હાથમાં છે. તે જોઇ લઇને કર્મમાં જે ખામી જણાય, તે સુધારો. હજારો વર્ષોપર અષો જરથોસ્ત પેગંબર કહી ગયા છે, કે "સુખ તેને છે, જેનેથી સુખ બીજાને છે" તેમ સુખ જોઇએ તો સઘળાને સુખ પહોંચાડો, અને સાચી પ્રીતિથી જગતકર્તાની હરદમ ભકિત કરો. સઘળા

મહાન ભકતો એવીજ ભકિતથી સંસાર તરી ગયાની તવારીખ મોજુદ છે, તેમ પ્રિય વાંચનાર તમે પણ તરી જશોજ.

જે મનુષ્ય જીવોને મોક્ષેચ્છા હજી પ્રબળ થઇ નથી, તેઓ માટે તો ભકિત માર્ગજ અનુકુળ છે. હવે મહાન ગીતામાં શ્રી કૃષ્ણ ઉપનિષદોને સંમત થઈ, જાહેર કરે છે કે મુક્તિ યાને પરમાત્માને પામવા માટેનો જ્ઞાનમાર્ગ સહુથી શ્રેષ્ઠ માર્ગ છે. તે જ્ઞાનમાર્ગનું અત્રે થોડુંક વિવેચન કરીએ છીએ. જેઓને સત્વગુણ ખીલવા માંડે છે, તેઓને સત્ય છે, તે સમજાઈ જાય છે, કે ગમે તેવો શ્રેષ્ઠ મનાતો જન્મ પણ ભય અને શોક વિનાનો હોતો નથી. અને હંમેશનું અખંડ સુખ તો કોઇને પણ જોવામાં આવતું નથી. ત્યારે તેવા જીવો ભય અને શોકમાંથી હંમેશની મુકિત મળે, એવો ઉપાય શોધવા નીકળે છે. એવા જીવોને જ્ઞાનમાર્ગનો અધિકાર પ્રાપ્ત થયો ગણીને, તેઓને હિંદના મહાત્મા ગુરૂ જ્ઞાનમાર્ગનું શિક્ષણ આપે છે, અને સમજાવે છે, કે ભય અને શોકમાંથી મુકિત મેળવી, હંમેશનું સુખ પામવાનો એકલો ઉપાય આત્મા યાને પરમાત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થવું, તે છે. યથાર્થ જ્ઞાન માત્ર આત્મ તત્વનું વર્ણન સાંભળીને કે વાંચીને જાણવાથી થતું નથી, પણ ગુરૂથી તે શ્રધ્ધા સહિત સાંભળીને, તેમજ ગુરૂરૂપ ગ્રંથ ધ્યાનપુર્વક વાંચીને, તે પ્રમાણે જીવન ગાળવાથી આત્મા યાને પરમાત્મા સાથે એકરૂપ થવાનું ભાન પ્રાપ્ત થાય, ત્યારેજ યથાર્થ જ્ઞાન થયું કહેવાય, એમ સમજીને જાણવું, કે હંમેશનું સુખ થવાનો એકલો ઉપાય

આત્મા યાને પરમાત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થવું તે છે એવું યથાર્થ જ્ઞાન થવાનો ઉપાય ચિત્તને અંતઃકરણમાં લય કરી રાખવું, તે છે. ચિત્તને લય કરી રાખવાનો ઉપાય વાસના એટલે ભોગ પદાર્થોનો મોહ છુટી જવો, યાને નિષ્કામ થવું, તે છે. જગત યાને સુખ આપતા જણાતા ભોગ પદાર્થો હંમેશના નથી, નાશવંત છે, અને તે જેમ વધારે ભોગવાય છે, તેમ તેની તૃષ્ણા વધતીજ જાય છે, અને તે તૃષ્ણાના પ્રમાણમાં અશાંતિ પણ વધતીજ જાય છે. અને તૃપ્તિ કે શાંતિ તો જરાયે મળતીજ નથી, એવો જીવને દૃઢ નિશ્ચય થવો, તે નિષ્કામ થવાનો ઉપાય છે.

એવી રીતે સુખ આપતા જણાતા ભોગ પદાર્થોનો મોહ દુઃખદાઈ અને મિથ્યા સમજાય, તે નિષ્કામ થવાનો ઉપાય છે. નિષ્કામ થવું તે ભોગ પદાર્થોમાંથી મોહ છુટી જવાનો ઉપાય છે. ભોગ પદાર્થોમાંથી મોહ છુટી જવો, તે ચિત્ત અંતઃ-કરણમાં લય થઈ રહેવાનો ઉપાય છે. ચિત્તનું અંતઃકરણમાં લય થઈ રહેવું, તે આત્મા યાને પરમાત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થવાનો ઉપાય છે. પરમાત્માનું યથાર્થ જ્ઞાન થવાના ઉપાય સમજાવ્યા પછી હિંદના મહાત્મા ગુરૂ તે ઉપાય કરવાનું બળ મેળવવાના વિવેક, વૈરાગ્ય અને મોક્ષેચ્છાના ત્રણ સાધનોનું સ્વરૂપ સમજાવે છે. પરમાત્મા યાને આત્મતત્વ હંમેશ હતું, છે અને રહેશે, એવી એકસરખી હૈયાતી ભોગવતું હોય છે. તેથી સત્ય કહેવાય છે. અને બીજા સઘળા તત્વો

તેની એકસરખી હંમેશની હૈયાતિ ભોગવતા હોતા નથી, પણ નાશવન અને વિકારી હોય છે. તેથી મિથ્યા એટલે અસત્ય મનાય છે. એવું સત્યાસત્યનુ જ્ઞાન થવું, યાને આત્મતત્ત્વ અને અનાત્મતત્ત્વોનું જ્ઞાન થવું, તે વિવેક કહેવાય છે. ભોગ પદાર્થો ઉપરથી મોહ છુટી જવો, અને તે મેળવવાની ઇચ્છા નહિ થવી, તે વૈરાગ્ય છે. અને આ કર્મભૂવન એટલે જગતમાં જન્મ થઇજ ભય અને શોક થયા વિના રહેતો નથી, તેમાંથી મુકિત મેળવવાની તિવ્ર ઇચ્છા તે મોક્ષેચ્છા કહેવાય છે. એવા ત્રણ સાધનોવાળા મોક્ષ ઇચ્છનારા એટલે મુમુક્ષુ જીવને તેના જીવનમાં મનોબળ પ્રાપ્ત કરવા, ગુરૂ શમ, દમ આદિના શિક્ષણ આપે છે.

કર્માનુસાર જે કાર્ય કરવું પડે તેટલો વખત તે કાર્યમાં ચિત્તને રોકી રાખવું. અને કામ પુરૂં થયે પરમાત્મા ચિંતનમાં લગાડી દેવું. છુટું ભટકવા નહિ દેવું. અને જ્યાં દોરવવું હોય, ત્યાંજ દોરવાય, એવું ચિત્તને વશ રાખવું. તેને શમ કહે છે. જ્ઞાનેંદ્રિયોદ્વાર બહારના ભોગ પદાર્થોમાં ચિત્તને મોહ ઉત્પન્ન થાય, તેટલો વખત વળગાડી ન રાખતાં, તેમાંથી વેળાસર ખેચી લઇને પરમાત્માના ચિંતનમાં સ્થિર કરવું, તે દમ કહેવાય છે. સઘળી શંકાઓનું ખાત્રીપૂર્વક સમાધાન કર્યા પછી ગુરૂ અને શાસ્ત્ર પર પાકો વિશ્વાસ રાખવો, તેને શ્રધ્ધા કહે છે. શરીરને તો કર્મનાં પ્રમાણમાં ફળ મળવાનુંજ છે. એવી શ્રધ્ધા સહિત ભુત અને ભાવિષ્યનો વિચાર ન કરતાં વર્તમાનમાંજ રહેવું, અને કરવાના હોય, તે કાર્ય નિષ્કામપણે પણ

સંપૂર્ણ ચોકસાઇથી બજાવી બાકીનો સમય પરમાત્મા ચિંતનમાં ગાળવો તેને સમાધાન કહે છે. માન અપમાન, સુખ દુઃખ, લાભ હાનિ, તહાડ તડકો એવાં જોડકાં શાંતિથી સમાન ભાવે સહન કરવા—વેઠી લેવા, તેને તિતિક્ષા કહે છે. એવી રીતે જગત સાથેનો વ્યવહાર સમજાવ્યા પછી વિવેકાદિ સાધનો અને શમદમાદિ સંપત્તિથી સજ્જ થએલા મુમુક્ષુને પરમાત્મા સાથે એકરૂપ રહેવાના સાધનરૂપ વ્યવહાર અભેદ ભક્તિ છે, તે ભક્તિનું સ્વરૂપ ગુરૂ કૃપા કરીને સમજાવે છે.

તમોગુણી જીવ પોતાને શરીર રૂપજ સમજે છે, અને તેઓના સ્વભાવ (nature) માં ભય વિના પ્રિત ઉત્પન્ન થતી નથી. તેથી સજા કરનાર એવા ઇશ્વરના સ્વરૂપનીજ ભક્તિ તેઓને રૂચે છે. તેઓથી ચઢીઆતા રજોગુણી જીવ પોતાને જીવરૂપ સમજે છે. અને તેઓનો જાતિ સ્વભાવ એવો હોય છે, કે તેઓ બક્ષિસનેજ વશ થાય છે. તે વર્ગને બક્ષિસ કરનાર એવાજ ઇશ્વરની ભક્તિ રૂચે છે. માગ્યું મળી જશે, એવી આશાએ એ વર્ગ શરૂઆતમાં લોભ ખાતર બહુ ભક્તિ કરે છે. પણ તેઓની મંદ બુદ્ધિને લીધે તેઓ એટલું સમજી શકતા નથી કે પરમાત્મા પાસેથી ભોગ પદાર્થો માગ્યા મળતા હતે, તો આ ધરતી ઉપર કોઇને તંગી અને દુઃખ હતેજ નહિ. જ્યારે તેઓનો સત્વગુણ પ્રબળ થવા માંડે છે, ત્યારે સ્વાર્થવાળી સકામ ભક્તિનું પોગળ સમજાય છે. અને સ્વાર્થ વનાની નિષ્કામ એટલે સાચી ભક્તિ માર્ગે વળે છે. છતાં

મનુષ્યની છેવટની સૃજત મુક્તિ માટે પરમાત્મા યાને આત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થવાની જરૂર છે. અને યથાર્થ જ્ઞાન થવા માટે મનુષ્ય જીવને ચિત્તદ્વારા પોતાના આત્મા સાથે એકરૂપ થવાની જરૂર છે. અને પરમાત્મા સાથે એકરૂપ થઇ રહેવા માટે મનુષ્યને પોતે ખરેખરો આત્મસ્વરૂપ છે, એવું જ્ઞાન થવાની જરૂર છે. ભક્તિ ગમે તેવી ઉચ્ચ હોય, ભક્તિની ભાષા ગમે તેવી ઉત્તમ હોય, તે ભાષાની જોડણી ચાહે તેવા મહાન મહાત્માએ જોડેલી હોય, તે જોડણીના અવાજ ચાહે તેવા બળવાન હોય, તે અવાજના રંગો ગમે તેવા રંગબેરંગી હોય, તે અવાજથી થતી ધ્રૂજણીઓ (vibrations) ગમે તેવી ધરતી ધ્રુજવનારી હોય, પણ જે પોતાને આત્મા યાને પરમાત્માથી જુદો માને, તે સદા જુદોજ રહેવાનો. કદી પણ એકરૂપ નહિજ થવાનો. કેમકે જેવા પોતાને વિચારશો તેવાજ પોતે બની રહેશો. (As you think so you become) એ ખુદરતનો અચળ નિયમ છે.

એવું હોવાથી હિંદના મહાત્મા ગુરૂ શીખવે છે કે મનુષ્યને પોતે ખરેખરો આત્મ સ્વરૂપ છે એવું જ્ઞાન થાય, અને એવા આત્મા સાથેના ઐક્યના ભાનમાં રહીને, આત્મામય જીંદગી ગાળે ત્યારેજ પરમાત્માના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થયું કહેવાય છે. મનુષ્ય પોતે ખરેખરો આત્મ સ્વરૂપ છે. તે જાણવા માટે સ્થુળ સૂક્ષ્મ તત્વોનું રૂષિઓએ બારીકીથી વર્ણન કર્યું છે તે ઉપરથી વિચારી જુઓ કે હું હું કરનારા તમે

પોતે ખરેખરા કોણ છો. તમારા સ્થુળ શરીરને તમે કાપી નાખવા કે જળમાં ડુબાડી દેવાને મુખત્યાર છો. તે બતાવે છે, કે હું હું કરનારા તમે તમારા સ્થુળ શરીરથી જુદા એવા તે શરીરના માલીક છો. સ્થુળ દેહથી જુદો સ્થુળ દેહને દોરવનાર જીવ હોય છે. સુક્ષ્મ શરીરોવાળા એવા જીવને જ્ઞાન શકિત અને ઈચ્છા શકિત હોય છે. સત્વગુણી જીવ આત્મજ્ઞાન ગ્રહણ કરી શકે છે તેથી કુદરજયાત મળતા જન્મ અને જન્મ થકી મળતા શરીરને લીધેજ સઘળા ભય અને શોક થાય છે તેટલું જીવ જાણી શકે છે, અને ભય અને શોકમાંથી હંમેશની મુકિત મેળવવા પોતાના ઉપાધી રૂપ કોષો સહિતના સુક્ષ્મ શરીરોનો અંત આવે એવું ઈચ્છી શકે છે. એવા જીવમાં પોતાના ઉપાધીરૂપ કોષો સહિતના સુક્ષ્મ શરીરોનો અંત ઈચ્છનારૂં હું હું કરતું તત્વ તે કોષો સહિતના સુક્ષ્મ શરીરોથી જુદુજ તત્વ હોવું જોઇએ. જીવના કોષો સહિતના સુક્ષ્મ શરીરો બાદ કરતાં બાકી રહેતું તત્વ તે ચૈતન્ય છે. અને ચૈતન્ય તેજ આત્મા છે. એવી સમજ આપીને મહાત્મા ગુરૂ સિધ્ધ કરે છે, કે હું હું કરતું મનુષ્યનું સત્ય સ્વરૂપ આત્મા છે. યાને તમે પોતે ખરેખરા આત્માજ છો. ચૈતન્ય એકજ છે, તેમજ અખંડ છે. શરીરોના ભિત્તરમાં વ્યાપી રહેલું ચૈતન્ય આત્મા નામે ઓળખાય છે, અને બહાર સર્વત્ર વ્યાપી રહેલું ચૈતન્ય પરમાત્માને નામે ઓળખાય છે. સઘળા શરીરોના વિજ્ઞાનમય કોષોને સામાન્ય રીતે પ્રકાશી રહેલું ચૈતન્ય તેની સામાન્ય (universal) સ્થિતિમાં કુટસ્થ (નિર્વિકાર)

આત્મા ગણાય છે. જેમ સામાન્ય સૂક્ષ્મ અગ્નિ તત્ત્વ કાષ્ટના કકડાદ્વારા વિશેષ રૂપે પ્રકટ થઈને, અમુક રૂપ પકડે છે, તેમ સામાન્ય ચૈતન્ય એટલે આત્મા વિજ્ઞાનમય કોષદ્વારા વિશેશ રૂપે પ્રગટ થાય છે. તે એક વ્યકિત (individual) રૂપ પકડે છે અને તેવી સ્થિતિમાં તેજ ચૈતન્ય જીવરૂપ ગણાય છે. એ જીવ રૂપ ચૈતન્ય સૂક્ષ્મ અંતઃકરણમાં અહંકાર વૃત્તિદ્વારા હું હું કરીને પ્રકટ થાય છે. અને તે અહંકાર વૃતિં સ્થુળ શરીરમાં વાણીદ્વારા હું હું કરીને પ્રકટ થાય છે. એવી રીતે પ્રણી માત્રમાં હું બુધ્ધિ જોવામાં આવે છે. તે ચૈતન્ય એટલે આત્માનીજ પ્રતીતિ (manifestation) છે. એવી રીતે અનેક તત્વોના બનેલો મનુષ્ય પોતે કયા કયા તત્વોનો બનેલો છે, તેનું જ્ઞાન અનેક જન્મે ગુરૂ કૃપાથી થાય છે. ત્યારે પોતે જડ શરીર રૂપ કે સુખ દુઃખનું ભાન કરનાર જડ બુધ્ધિ રૂપ નથી, પણ શરીર, મન અને બુધ્ધિથી પર એવો ચૈતન્ય એટલે આત્મા છે એમ સ્પષ્ટ સમજાય છે. સાધન સંપત્તિથી સજ્જ થએલો મુમુક્ષ જીવ એવી સમજણ સહિત પોતે ચૈતન્ય રૂપે આત્મા છે, અને આત્મા તેજ પરમાત્મા છે. એવા ભાનમાં ૐ (ઑમ) અથવા સોહં (સોહમ)ના મહામંત્રો વડે પરમાત્માની અભેદ ભકિત કરવા માંડે છે. તે ભકિત પરિપક્વ સ્થિતિએ પહોંચે છે, ત્યારે જ્ઞાન સમાધિ પ્રાપ્ત થાય છે. (આ લખનારે એનું સત્ય જાણ્યું છે.) જ્યારે એવી સમાધિ પરિપક્વ સ્થિતિએ પહોંચે છે, ત્યારે તે મનુષ્ય બ્રહ્મરૂપજ થયો કહેવાય છે. હિંદના

સિધ્ધ પુરૂષો આત્મરૂપે હું બ્રહ્મ છું, એવું "અહંબ્રહ્માસ્મિ" બોલે છે. મુસલમાન સિદ્ધ પુરૂષો મનસુર અને શમશુલતબરેઝ અનલ હક એટલે હું હક (બ્રહ્મ) છું, એમ બોલતા હતા. મહાન ક્રાઇસ્ટે જાહેર કર્યું હતું, કે હું (આત્મારૂપે) અને આકાશમાંનો મારો પિતા (God) એકજ છીએ. પુરાણા જમાનામાં પારસીઓનો મહાન બાદશાહ જમશેદ હું ઇઝદ (ખુદા) છું એવું બોલેલાની તવારીખ છે. એવી રીતે હું તે આત્મા છું, અને આત્મા તે પરમાત્મા છે. એવું સત્ય જુદા જુદા સમયે જુદા જુદા દેશમાં જુદી જુદી પ્રજામાં પ્રકટ થયું છે. જે જ્ઞાન સઘળી કોમમાં અને સઘળા દેશમાં એક સરખુ પ્રકટ થાય, તે સત્ય હોવુંજ જોઇએ.

મહામંત્ર ૐને લગતું જ્ઞાન અત્રે લખવાને બન્યું નથી તે માટે અમે ખરેજ દીલગીર છીએ, છતાં એટલો ઇસારો કર્યા વિના રહેવાતુ નથી, કે જેઓ પોતાના કોઇ સાહિત્ય માટે મગરૂરી લેતા હશે, તેઓ જો તાસુબી વગર એ મહામંત્રને લગતા બહોળા અને સચોટ સાહિત્ય વાંચવા પામે, તો પોતાના માનીતા સાહિત્યનો ગર્વ કયાંનો કયાં ઉડી જાય. ટુંકમાં ઇસ્લામી ભાઇઓ જાણતા નથી, છતાં એવું કોઇ એક મહા મંત્ર "ઇસ્મે આઝમ" નામનું હસ્તીમાં છે એવી માન્યતા ધરાવે છે, અને તેની મનાય નહિ, તેવી ખુબી ગાય છે. તે "ઇસ્મે આઝમ" એજ ૐ હોય તો નવાઈ નહિ એમ મહા મંત્ર ૐની ખુબી જોતાં, છાતી ઠોકી કહેવાની અમે હિંમ્મત

કરીએ છીએ. કેમકે સઘળી પ્રતીતિ ( manifestation ) ઉપરાંત સઘળી ભાષા અને વાણીનું મૂળ પણ એજ ૐ છે.

## આત્મજ્ઞાનથી મળતો બોધ.

હિન્દના રૂષિઓનું આત્મજ્ઞાન તે ખુદા અને ખુદરતને લગતું જ્ઞાન છે તે જાણવાથી કોઇ ધર્મભ્રષ્ટ થતું નથી. આત્મજ્ઞાન કોઈ ધર્મ નથી પણ સઘળા ધર્મોનો તે આધાર છે. કોઇ પણ ધર્મશાસ્ત્રમાં જુઠાણું અને અન્યાય, સ્વાર્થ અને ક્રુરતાના શિક્ષણ જણાતા નથી પણ મનુષ્યમાં રહેલા સત્વગુણના લક્ષણ સત્ય અને ન્યાય દયા અને પરમાર્થ છે તે સદ્ગુણો ખીલવવાનાજ શિક્ષણ દરેક ધર્મશાસ્ત્રમાં જણાય છે. અમુક ગુરૂના એવા શિક્ષણને તે ગુરૂનો ધર્મ કહે છે. આત્મ જ્ઞાન તો તે શિક્ષણનો આધાર છે. એવા આત્મજ્ઞાનથી બોધ થાય છે કે અમુક રંગ રૂપ કે અમુક ધર્મવાળા હોવાથી મનુષ્ય કાંઇ ઉચ્ચ કે નીચ હોતો નથી પણ ઉચ્ચ કે નીચ બુધ્ધને લીધેજ મનુષ્ય ઉચ્ચ કે નીચ હોય છે. ગમે તેવી સુંદર ભાષામાં કીધેલી ખુશામદ થકી નહિ પણ સાચા ભક્તિ ભાવ થકી જેમ અક્કલમંદ મનુષ્ય પ્રસન્ન થાય છે તેમ કોઇએ સ્વાર્થને ખાતર કીધેલી ક્રિયા અથવા ગમે તેવી સુંદર ભાષામાં ભણેલી પ્રાર્થના થકી નહિ પણ સાચા ભક્તિભાવ થકીજ સર્વજ્ઞ એવા પરમાત્મા પ્રસન્ન થાય એ કુદરતી છે. અમુકજ ભાષામાં, અમુકજ રીતે અમુકજ પ્રાર્થના કરનારા મનુષ્ય કાંઇ ભલા પુરવાર થતા નથી પણ સઘળા સાથે ભલી

કરણી કરનારાજ મનુષ્ય ભલા પુરવાર થાય છે અને ભલી કરણી કરનાર નેજ આત્મજ્ઞાન પ્રમાણે ભલો બદલો મળે છે, કેમકે પરમાત્મા ખરેખરો અદલ ન્યાયી છે. જેમ એક અપક્ષપાત ન્યાયાધિશ પોતાના કે પરાયા અપરાધિને એક સરખો ન્યાય તોલે છે તેમ પરમાત્મા સઘળા ધર્મવાળાઓની કરણીનો એક સરખોજ ન્યાય કરે છે. પરમાત્મા સઘળાનો ખરો સાક્ષી પણ છે કેમકે તે જગતથી દૂર નહિ પણ ભિત્તરમાં તેમજ બહાર સર્વત્ર વસે છે તેથી સઘળા જીવોના પાપ પૂન્ય તેનેથી અજાણ્યા રહેતા નથી.

આત્મજ્ઞાન પ્રમાણે જીવ સત્ય સ્વરૂપે ચૈતન્ય છે. ચૈતન્ય તે આત્મા છે અને આત્મા તેજ પરમાત્મા છે તેથી જીવોને સદમાર્ગે રાજી કરવા તે ખુદ પરમાત્માને રાજી કરવા સમાન છે. મહાન પેગામબર જરથોસ્ત સાહેબે જાહેર કર્યું છે કે "સુખ તેને છે જેનાથી સુખ બીજાને છે" તેપરથી સમજી લેવુંજ જોઇએ કે "દુખ તેને છે જેનેથી દુખ બીજાને છે" એ શિક્ષણ આત્મજ્ઞાનને અનુસરતુંજ છે. જગતનો નિયમ છે કે કોઈ પણ વસ્તુ જોઇએ તો પ્રથમ તેની કીંમત આપો પછી તેના બદલામાં તે વસ્તુ મેળવો. ખુદરતમાં તેવોજ અચળ નિયમ છે કે ખરૂં સુખ જોઇએ તો પ્રથમ ખુદરતમાં બીજાઓને ખરૂ સુખ આપો પછીજ તેના બદલામાં ખુદરતમાંથી ખરૂ સુખ મેળવો, જમીનમાં બીજ વાવીએ તેવાંજ ફળ ઉગે છે એવા અચળ કાયદા અનુસાર ખુદરતમાં સુખનું ફળ સુખ

અને દુખનુ ફળ દુખજ નીપજે છે. ખુદાને પોતાની મતલબને ખાતર પ્રાર્થના કરતા રહીને જેઓ જીવોને અન્યાય કરતા રહે છે તેઓ પોતાને ઠગે છે કેમકે બાળકને અન્યાયે દુખ દેતા રહીને તેના માબાપને રાજી કરવા કીધેલી કોશેશ જેમ કદી સફળ થતી નથી તેમ જીવોને દુખ દેતા રહીને ખુદાને રાજી કરવાની ગમે તેવી કોશેશ સફળ થતી નથી જ.

પરમાત્મા દયાળુ અને કૃપાળુ છે તેમાં શક નથી પણ દયા માટેની પ્રાર્થના કરીને તેની દયા અને કૃપા ઉપર વધારે પડતી આશા રાખવાની નથી. ભૂલ કરતા બાળકોને ખુદ બાળકોના ભલાં ખાતર મહેતાજી તેમજ માબાપ સજા કરવાનું વાજબી ધારે છે તેમ ભૂલ કરતા અજ્ઞાન જીવોને ખુદ તે જીવોના ભલા ખાતર સજા મળતી રહે એવી પરમાત્માએ કુદરતમાં કર્મના કાયદાની રચના રાખી છે. ફરી ફરી પાપ કરતા રહેતા ખ્રીસ્તીઓના નામના કનફેશન થકી કે પારસીઓની નામની પતેત થકી તેમજ હિન્દુઓના નામના ગંગા સ્નાન થકી પાપની સજામાંથી બચવા પરમાત્માની દયાની આશા રાખવી તે ખોટો ભ્રમજ છે છતાં પરમાત્માની દયાની લીલા કેવી મહાન છે તે જાણવા લાયક છે. દાખલા તરીકે જે અજ્ઞાન ખ્રીસ્તી પોતાના ધર્મગુરૂ આગળ પોતાના પાપ કર્મનું કનફેશન કરે તે સાંભળીને તે ધર્મગુરૂ તેવું પાપ કર્મ ફરી નહિ કરવાનો બોધ આપે તે બોધની ચોટ અંતઃકરણમાં સાબેત લાગે અને તેવું પાપ કર્મ ફરી કદી કરવું નહિ એવી અંતઃકરણની શુભ વૃતિ દઢ કરે

તો અંતઃકરણમાં પાપ વૃત્તિ વિરૂધ્ધની શુભ વૃતિ પ્રકટ થવાથી પાપ કર્મનું બળ force નબળું પડી જાય છે અને તેનું ભોગવવાનું ફળ નરમ પ્રકારનું બની જાય છે. પાપીઓ પરમાત્માની દયાને એવી રીતે પામે છે. એજ ન્યાયે પતેત પશેમાની બબડવા ઉપરાંત તોબા કરીને પોતાની અંતઃકરણની પાપ વૃતિ બદલી નાંખે તો ગુનાહગાર પારસી પણ પરમાત્માની એવી દયા પામેજ પામે-પોતાનો રોગ કાઢવા પોતેજ ઓષધ પીવું જોઇએ બીજાના ખાધાથી કે પીધાથી પોતાને કશી અસર પહોંચતી નથી તેમ પોતાના પાપની સજામાંથી બચવા પોતેજ કોશેશ કરવાની છે. પોતાના ધર્મ કે ધર્મગુરૂને ગળે પડવાથી કાંઇ વળવાનું નથી કેમકે કોઈ ધર્મ કે કોઇ ગુરૂ પાપ કરવા રજા આપતા નથી છતાં પાપ કરે તો તેણે તેનું ફળ ભોગવ્યા સિવાય છુટકોજ નથી. પરમાત્મા પક્ષપાત કરનારો અન્યાયી નથી.

આત્મજ્ઞાન પ્રમાણે ભોગ પદાર્થો મેળવવાની અંગત સ્વાર્થ સહિતની પ્રાર્થના પરમાત્માને પહોંચીજ શકતી નથી કેમકે તેવી પ્રાર્થના કરનારની મનોવૃતિ પોતાના સ્વાર્થના પદાર્થોમાંજ ચોંટેલી રહે છે તેથી તેવી પ્રાર્થના ફળે નહિ તે કુદરતીજ છે પણ અન્યાય દૂર કરાવવા, કોઈના દુઃખ મીટાવવા અથવા કોઇને સુખ પહોંચાડવાના ભાવ સાથના પ્રર્થના થાય તો તેનું ફળ નીપજી શકે છે કેમકે આત્મજ્ઞાન પ્રમાણે તેવો ભાવ તે અંતઃકરણની મનોવૃતિ છે અને મનોવૃતિ ખુદરતમાં એક મહાન બળ=force છે. એવું હોવાથી તેવી પ્રાર્થના

જાતે બીજાઓ માટે કરો અથવા તમે કીધેલી ભલી કરણીના બદલામાં તેવી સદ્દભાવવાળી પ્રાર્થના બીજાઓ તમારે માટે કરે તે પરમાત્માને પહોંચે છે અને તેના ફળ નીપજે છે કેમકે પરમાત્મા સઘળા બળનું મૂળ છે તેમાંથી બળ મેળવીનેજ મનોવૃત્તિ પાછી ફરે છે અને ખુદરતમાં ફળ નીપજાવે છે. આત્મજ્ઞાન કાંઈ ટાહલા મારતું નથી પણ બારીકાથી ખુદરતના તત્વોમાં કેવી રીતે અસર નીપજે છે તે ભેદ સમજાવે છે.

સુખ ભોગના વિલાસી જીવો આત્મજ્ઞાન કે ધર્મશાસ્ત્રનું નામ સાંભળી દૂર નાશે છે તેઓએ સુખનું સ્વરૂપ વિચારવું જોઇએ. જે સુખ આપતું જણાય છે તે પ્રિય લાગે છે અને તે પ્રિય વસ્તુ મેળવવામાંજ સુખ શોધો સઘળું ચિત્ત રોકી રાખે છે. મોહનું આવરણ એવા જીવોના અંતઃકરણમાં એટલું બધું છવાઇ રહે છે કે તેઓને પ્રિય જણાતી વસ્તુ મેળવવા જતાં અને મેળવ્યા પછી સંભાળી રાખતા કેટલું કષ્ટ વેઠવું પડે છે તેનો ખ્યાલ પણ તેઓને આવતો નથી. ભાઇઓ લોભ સહિતનો ધન પ્રેમ હંમેશાં તમને કેવા બેચેન રાખે છે તેનો જરા વિચાર કરો, વ્યભિચાર સહિતનો વિષય પ્રેમ (lust) કેવા કેવા ભયંકર સંતાપ ઉપજાવે છે તેનું અવલોકન કરો, અને કીર્તિ (name and fame) ના વલખાં મારવા પહેલાં આ નાશવંત જગતમાં કીર્તિ કોઇની સદા કાયમ રહી નથી તે જગતનાં ઇતિહાસમાં જોઇ લો. જેઓએ કીર્તિની પરવા કર્યા વિના નિષ્કામ કાર્ય કર્યા છે તેઓનીજ કીર્તિ વધારે

અવાય છે તે જોઇને ખરેખરી કીર્તિ જોઇએ તો કીર્તિવંત કાર્ય નિષ્કામપણે ભલે કરી દેખાડો.

આત્મજ્ઞાન તમને જગત લીલાથી દૂર નાસવા આગ્રહ કરતું નથી પણ પાંચે જ્ઞાનેંન્દ્રિયોને લગતી જગત લીલા માટેના નાહક એટલે ગેરવાજબી મોહથી દૂર રહેવા સમજાવે છે. દાખલા તરીકે ચક્ષુદ્વારા સુંદરતા નીહાળવાની કોઇ મનાઇ નથી પણ તે સુંદરતા ઉપર મોહીને તે ભોગવવા ખાતર કોઇ પણ જીવની હિંસા કરવાની મનાઇ ફરમાવે છે. એ મનાઇ ભાઇઓ તમારા લાભ માટેજ છે કેમક મોહ વશ થઇને કોઇની હિંસા (ઇજા) કરો તો તેના ફળ તરીકે કર્મના અચળ કાયદા અનુસાર તમને પોતાને તેવી હિંસાના ભોગ થવુંજ પડે. એજ ન્યાયે કર્ણ ઇન્દ્રિય (કાન) ને લગતા મધુર સૂરના વિષયો, નાકને લગતા વિષયો અને સ્રી પુરૂષો વચ્ચેના વિષયોમાં મોહ વશ થઇને તે વિષયો નાહક એટલે હક વગર ભોગવવા જતાં બીજા જીવોની હિંસા થાય છે તેથી પરિણામે તેનું ફળ નઠારૂંજ ભોગવવું પડે છે. તેટલા માટેજ અજ્ઞાન લહેરી જીવડાઓને આત્મજ્ઞાન અનુસાર ધર્મશાસ્ત્રોમાં તેવા કાર્યોને પાપ કર્મ ગણીને તે કરવાની મનાઇ ફરમાવી છે. તે કાંઇ ઢંગધગ નથી પણ સૂર્ય દરરોજ પ્રકાશે છેજ તેવું નરૂ સત્ય છે. એવા હિંસા કરનારા અજ્ઞાન જીવો સંખ્યામાં વધુ હોય છે તેથીજ જગતમાં દુ:ખ ભોગવતા જીવોની સંખ્યા ઘણી મ્હોટી જણાય છે તે જોઇને ભાઇઓ ચેતીને ચાલો. સ્રીયો પતિવ્રત પાળો

અને પુરૂષો પતિવ્રત પાળો. વ્યભિચાર થકી હિંસા નીપજે છે તેના દુખી ફળનો ડર રાખો. હકનું ધન અને સત્તા ભલે ભોગવો પણ હરામ ધન અને જુલમ હિંસા છે તે ધ્યાનમાં રાખો. જોઇએ તેટલા મિષ્ટાન્ન ઉડાવો, વાજબી પ્રમાણમાં દુધવાળા પ્રાણી દુધ આપે તે પેટ ભરીને પીઓ પણ દુધ દેતા પરોપકારી પ્રાણીઓના માંસના સ્વાદથી દુર રહો કેમકે તે સહુથી નાલાયક હિંસા છે. પૂર્વેના શુભ કર્મોના ફળ તરીકે ધન કે સત્તા મળી હોય તેના સઘળા ફળ ઉડાવી ખાશો તો ભવિષ્ય માટે નાદાર બની રહેશો માટે ભાઇઓ અને બ્હેનો પૂન્ય રૂપી કમાઇ (શુભ કર્મો) નો સંગ્રહ દરેક જીંદગીમા વધારતા જાઓ.

આત્માજ્ઞાન અનુસાર ધર્મ શાસ્ત્રોમાં ઘટતી હદમાં જગત લીલા ભોગવી છુટવાના ગુરૂઓએ શિક્ષણ આપ્યાં છે તે સુખ શોધનારા જીવો માટે પૂરતા છે. વધારે પડતી ઇચ્છા તે લોભ છે અને લોભ પાપનુ મૂળ છે. જન્મ અકસ્માતે થતો નથી પણ કર્મના અચળ કાયદા અનુસારજ થાય છે. કર્માનુસાર સેવક તરીકે જનમ્યા હોતો ખરાં દિલથી સેવા ધર્મ બજાવો અને શેઠ બનવાનુ મન થાય તો પ્રમાણીક કોશેશ કરી જુઓ પણ કર્મ યારી નહિ આપે તો લોભના માર્યા હિંસાને માર્ગે જશો નહિ. શેઠ તરીકે જનમ્યા હો તો કમનસીબ સેવકોને સુખ સગવડમાં રાખવાની કાળજી રાખો, સેવા અને ધન વૃદ્ધિના લોભને ખાતર, સેવકોની નિર્બળતાનો ગેર લાભ લેવામાં

હિંસા સમજો આત્મજ્ઞાન પ્રમાણે સઘળા જીવોની સુજાત એકજ છે એમાં શક નથી પણ સઘળા જીવોની લાયકાત એક સરખી હોતી નથી. મા જણ્યા ભાઇઓ એક સરખી લાયકાત બતાવી શકતા નથી તે જોઇને એકસરખા પણાના તરંગ છોડી દો. સ્ત્રીઓએ સ્ત્રી ધર્મ અને પુરૂષોએ પુરૂષ ધર્મ પાળવાનો છે. જીવાને પોતાના સંસ્કારને અનુસરતાજ સ્ત્રી કે પુરૂષના શરીર મળે છે નાટક તખતા ઉપર પુરૂષ સ્ત્રીના વેષમાં કે સ્ત્રી પુરૂષના વેષમાં ગમે તેવી નકલ કરે છે છતાં તેઓના મૂળ સ્વરૂપની છાયા તેમને છોડતી નથી તે જોઇ સમજી લો. ગોરી પ્રજા મનુષ્ય જીવનના અખતરા કરી રહી છે હજી તે અમુક નિર્ણય પર આવી નથી. હિન્દની પ્રજા તેવા અખતરા હજારો વર્ષ પર કરી ચુકી છે અને તેના નિર્ણય રૂપેજ જગત વ્યવહારના ધર્મ સ્થાપ્યા છે. ભાઇઓ અને બ્હેનો ગોરી પ્રજાના જીવનના અખતરા તમે અજમાવો તે કરતાં તમારા સિધ્ધ ધર્મ શાસ્ત્રના નિર્ણય પ્રમાણે જીવન ગાળો તેમાંજ વધારે સલામતી છે. બ્રાહ્મણ અને ક્ષત્રિય, વૈષ્ય અને શુદ્ર સહુ કોઇ પોત પોતાનો ધર્મ પાળો એટલે પોતાના વર્ણ પ્રમાણેની ફરજ અદા કરો. એક પ્રજા જન્મે નહિ તો કર્મે એવી ચાર વર્ણોમાંજ વહેંચાઇ રહેલી હોય છે તેથી ચારે વર્ણના સુખ દુઃખ તે એક પ્રજાના સામાન્ય સુખ દુઃખ હોય છે. કરવા જોઇતાં કર્મ નહિ કરવા અને નહિ કરવા જોઇતા કર્મ કરવા એ બન્ને એકસરખા પાપ કર્મ છે તેથી અમુક વર્ણ બીજા વર્ણ તરફની ફરજ નહિ

બજાવે તો તે પાપ કર્મ સમાનજ છે. હિન્દના વ્હાલા વતનીઓ આત્મજ્ઞાન ઉપર શ્રધ્ધા રાખો એ ચારે વર્ણો એકજ શરીરના જુદા જુદા અંગો છે એવું શિક્ષણ તમારા ગુરૂઓ આપી ગયા છે તે ભૂલ્યા હો તો ફરીથી ગણો અને એક બીજાના સુખ દુઃખ સંભાળી લઇ ઐકયનુ અખંડ સુખ પામો ! હિન્દ પોતાના વતની હિન્દુઓને તેમજ યાહુદીઓ, ખ્રીસ્તીઓ, શીખો, મુસલમાનો અને પારસીઓને એકત્ર રાખવા માગે છે તેથી હિન્દના સુખ દુઃખ તે સઘળાના સામાન્ય સુખ દુઃખ છે. ભાઇઓ તે સમજી લઇને હિન્દની શાંતિ અને આબાદી માટે એક બીજાને મદદ કરો એટલુંજ નહિ પણ શાંત અને આબાદ હિન્દદ્વારાં સમસ્ત જગતમાં શાંતિ અને આબાદી ફેલાવો !

ઈંગ્રેજી ભણીને પોતાને અપ ટુ ડેટ સમજતો વર્ગ હાલના સંજોગોને લીધે હિંદમાં આગેવાન બની બેઠો છે. તેવો વર્ગ જગત મિથ્યા સાંભળતાંજ હમ્બગ બોલી, હસવા પડે છે. ભાઇઓ જાણવાની તસ્દી લો, કે જગતને ગુરૂઓએ તમારે માટે મિથ્યા કહ્યું નથી. જેઓ પોતાને શરીર રૂપ ગણે છે, એવા તમોગુણી વર્ગને માટે જગત સત્ય છે, એવાંજ શિક્ષણ ગુરૂઓએ આપેલાં જોઈ લો. રજોગુણી વર્ગ જે અપ-ટુ-ડેટો-માંનો મુખ્ય વર્ગ છે તેને તો જગત અનિર્વચનીય કહીને તેને બરના શિક્ષણ ગુરૂઓએ આપ્યાં છે, કે શુભાશુભ ફળો ભોગવતાં જન્મોના ફેરા ભલે ખાઓ, જે સત્વગુણી જીવો છે, તેઓનેજ મહાત્મા ગુરૂ જ્ઞાન માર્ગે જવા કહે છે. તે જીવો ગુરૂ વચન માન્ય કરી અભેદ ભકિત વડે બ્રહ્મમય બની રહે

છે. તેઓનેજ જગત મિથ્યા જણાય છે. તેવા જીવો માટેજ ગુરૂઓ જગત મિથ્યા કહે છે. યુરોપીયનોની સુઝે મોહ અને મદમાં રચીપચી રહેલા ભાઈઓ માટે જગત મિથ્યા કહ્યું નથી. આવું જાણ્યા પછી જેઓને જગત મિથ્યા નાહ સમજાય તેઓ પવિત્ર રૂષીઓના શિક્ષણને હસી કાઢવામાં પાપ થાય છે. એટલું તો સમજી જશે, એવી આશા રાખીએ છીએ કેમકે તેઓ ચાલાક ઇંગ્રેજોની ભાષા થકી ચાલાક બન્યા છે એમાં તો કશો શક નથી, સંસ્કારી પણ ગરીબાઇને લીધે અંજાઈ જતી, અને દરિદ્ર અવસ્થામાં રહેતી, હિંદની પ્રજા ઉપર ઈંગ્રેજો અજાણ્યે જંગલી નીગર પ્રજાપર રાખે છે તેવી હલકી દ્રષ્ટિ રાખે છે, તે માફ થઈ શકે, પણ ભાઈઓ ઈંગ્રેજી ભણ્યા પછી ફાવેલા ડાહ્યા બનીને, પોતાનાજ ભાઈબંધો ઉપર અમલદાર તરીકે અથવા આગેવાન તરીકે તમે તેવી હલકી દ્રષ્ટિ રાખતાં જણાઓ છો., ત્યારે તમારા વિચારવંત ભાઈબંધોને કેટલો ખેદ થતો હશે તેનો વિચાર કરી જુઓ. અને જ્યારે પોતાનાજ રૂષીઓના જ્ઞાનપર હસીને પોતાનું અજ્ઞાન દેખાડોછો ત્યારે તો અવધીજ કરોછો તેટલું સમજી લો. ઈંગ્રેજી ભણવા છતાં ઇંગ્રેજોની ચાલાકી ગ્રહણ કરવા ઉપરાંત જેઓ પોતાના રૂષીઓના આત્મજ્ઞાન ઉપર અચળ શ્રધ્ધા ધરાવે છે, અને પોતાના ભાઈબંધો ઉપર સમાન ભાવે જુએ છે, તેઓ એકલા હિંદનાજ નહિં, પણ સમસ્ત જગતના તારક બની રહેશે, એવું અમે ભવિષ્ય ભાખીએ છીએ અને એવા ભાઈઓને સઘળા આશીષ આપીને આ લેખ સમાપ્ત કરીએ છીએ.

ૐ શાંતિ ! શાંતિ ! શાંતિ !

# ખાસ સૂચના.



આ લેખ છાપવા છપાવવાના કોઈ હક સ્વાધીન રાખ્યા નથી. કેમકે એવા હક સ્વાધીન રાખવા યોગ્ય નથી. શ્રીમંતો, પત્રકારો અને જેઓ સત્યનો ફેલાવો કરવાની સત્તા શક્તિ ધરાવતા હોય તેઓ જો આ લેખ અમને પુછાવીને વધારે સંખ્યામાં છાપી છપાવી એનો ફેલાવો કરશે તો જ્ઞાનદાનનું પુણ્ય પ્રાપ્ત કરશે અને અમારા આશીર્વાદ પામશે.

ધ. મે. ઠા.